# નસીયતે બાગ
વ
# જેહાંને ખાક

( બે ભાગ સાથે )

**(કુલ નસીઅત ૧૪૦૦)**

**બેત—**

નેકો બદીથી નેક ચીજ ટારી લીએચ બી કંઇ
બદો નેકીને બદ કહી હાંસીલ કરે ન કંઇ
જુવો તો મધમાખને ડંખેથી કરેચ મધ
મીસાલ તેજ નેકોબી હાંસીલ કરે છે કંઇ.

---

**કીંમત માત્ર રૂ. ૧.**

---


રચનાર,
કમતરીન
**ફરામરોઝ અરદેશીર આશા** ( માસ્તર )


---


મુંબઇ:
**ફોર્ટ પ્રીંટીંગ પ્રેસમાં**
ગણપત રામાજીરાવ પ્રીંટરે છાપ્યું છે.
( કોટ, પારસી બજાર સ્ટ્રીટ—નંબર ૧ લે. માળ્લે [illegible] )

૧૯૦૬

# નસીઅતે બાગ
## વ
# જેહાંને ખાક

( બે ભાગ સાથે )

**(કુલ નસીઅત ૧૪૦૦)**

( આ કેતાબ અમીર, ફકીર—આલા, અદના—જઇફ, જુવાંન—ઉસ્તાદ, ચેલો—ધર્મગુરૂ, ભાષણકર્ત્તા—થીઓસોફીસ્ટ, અને શાયરો—સર્વેને અભ્યાસ માટે ઉપયોગી છે.)

---

**કીંમત માત્ર રૂ. ૧.**

---


રચનાર,
કમતરીન
**ફરામરોઝ અરદેશીર આશા** ( માસ્તર )


---


મુંબઈ:
**ફોર્ટ પ્રીંટીંગ પ્રેસમાં**
ગણપત રામાજીરાવ પ્રીંટરે છાપ્યું છે.
( ફોટ, પારસી બજાર સ્ટ્રીટ—નંબર ૧ લો, માપલા બીલડીંગ. )

૧૯૦૬.

# અર્પણ પત્રિકા.

—•—

**નેક નામવર**

**શેઠ દોરાબજી દીનશાહ એડનવાળા**

તે

મશહુર થએલા મરહુમ સાહેબ, **શેઠ કાવસજી દીનશાહ એડનવાળા** કે જે, બાહોશ નરે, તમામ એડનના ઉપર સહાસીક વેપાર ખીલવી, એક શેહેનશાહની મીસાલ રાજ્ય ભોગવી, બેહેસ્તનશીન થયા છે, જેની લગામ હાલ પણ હૈયાતજ છે, તે જાહોજલાલી ભોગવનારના, મજકુર નેક ભાઇ, જે આપણા હાલના બુજરગ, કદરવંતા, અને હાતમ દીલના ધાર્મીક સદ્ગ્રહસ્થે, પોતાની જુવાની તેમજ જઇફી વખતે, પોતાના દીનદાર ભાઇઓને રોજીએ લગાડવા, હરેક પ્રકારનું શુભ ઉત્તેજન અને હિંમત આપી આગળ પાડવા, અને સખાવતી ઝરો ખુલ્લો કરી, ગુપ્ત તેમજ જાહેર મદદ કરવા, પોતાનો બેમુંળી ફાળો આપ્યો છે અને હજુસુધી પોતાના પાક મહજબપર જાંનફેશાંની કરી, નમનતાઇ સાથ, અદના જરથોસ્તીઓપર રેહેમદીલી બતલાવી, તેમને આગળ વધારવાને કોશેશ કરતા રહ્યા છે. એવા ભલા, દીનચુસ્ત, એકમાર્ગી અને દાદ હૈડે ધરનાર બુજરગને, તેમની ઇધાંની, હમેશ તલક રાખવા આ નીતીનસીઅતના ઉમદા જવાહીરો મોટાં માન સાથ, આ નાચીજ બંદો અરપણ કરે છે!!!

**બેત:**—હજાર શુક્ર, કે, ચશ્મ અઝરૂખતમ નયબર શુદ<br>
મોરાદે દીલ કે ઝે હરખાસ્તમ મયસ્સર શુદ

**માયની:**—ખોદાતાલાના હજારો હજાર શુક્ર ગુજારૂંછું કે મારી ચશ્મ, તારો ચહેરો જોયાથી રોશાન થઇ, મારા દિલની મુરાદ જે હું ખુદાથી ચહાઉંછું તે, મને મળી છે!

**બેત:**—હમશાલ બખ્તે તો ફીરોઝ બાદ<br>
હમરોઝગારે તો નૌરોઝ બાદ

**માયની:**—તારૂં બખ્ત, તારૂં નસીબ, વર્ષોવર્ષ ફતેહમંદ થાવ! તારો તમામ જમાનો નૌરોઝના જેવો થાવ! આમીન!

ખાકસાર ખયરઅંદેશ,

**ફરામરોઝ અરદેશીર આશા.**

# સાંકળ્યું.

## ભાગ ૧ લો



## ભાગ-૨

# શુધી પત્રક.

| નસીબત | અશુદ્ધ | શુદ્ધ |
| --- | --- | --- |
| ૧૯ | અનક | અનેક |
| ૨૧ | પહેલ | પહેલાં |
| ૭૯ | પોતાંનુ | પોતાનું |
| ૧૭૨ | હોસ | હોય |
| ૧૯૯ | દેસ્તથી | દોસ્તથી |
| ૨૦૭ | કરોએ | કરીએ |
| ૨૬૦ | શ્વષ્ટ | શ્રેષ્ટ |
| ૩૨૭ | નુંરા | નુંરી |
| ૩૩૨ | દીકરા | દીકરી |
| ૩૫૧ | હેવાલ | હવાલે |
| ૫૮૪ | વખને | વખતે |
| ૫૮૮ | હેરાંન | હેરત |
| ૫૯૨ | તમારો | તમારી |
| ૬૨૭ | બદીથ | બદીથી |
| ૬૨૮ | વડવાઓની | વડવાઓના |
| ૭૧૬ | ફુલપનથી | ફુલપાનથી |
| ૯૬૭ | વહાલાં | વહાલો |
| ૧૦૭૯ | થવ | થઈ |
| ,, | દેઇ | દેવ |
| ૧૧૫૧ | નિહ | નહી |
| ૧૨૬૦ | બુરા | બુરી |
| ૧૨૬૦ | કરવો | કરશે |
| ૧૩૯૨ | નવગુણો ગુણો | નવગુણો |
| ,, | સર્વાતમ | સર્વોતમ |
| ,, | નાદાર | નાદાંન |
| ,, | સબજેટ | સબજેકટ |

આગમજથી ઘરાક થનારા શેઠો તેમજ બાઇ સાહેબોનો ઉપકાર માનવાની અદના ફરજ સમજીએ છીએ. તેમજ પ્રગટ થયા પછી કેટલાક સાહેબોએ કેતાબ ખરીદવાની ફરમાસ કીધી છે, તેઓ સાહેબોનો પણ આ ટકે અહેશાન માનીએ છીએ.

કેતાબ. શ્રી શાહેરે મુંબાઈ:—

૧૦૧ શેઠ સાહેબ હોરાબજી દીનશાહ એડનવાલા
૫ ,, જરથોસ્તી ભાઇઓ
૫ ,, આશા કુટુંબ
૩ ,, રૂસ્તમજી ડોશાભાઇ શેઠના
૨ ,, કાવસજી દાદાભાઇ દુબાશ
૨ ,, રૂસ્તમજી કુવરજી શેઠના
૨ ,, હોરમસજી કુવરજી શેઠના
૨ ,, કુવરજી રૂસ્તમજી શેઠના
૨ ,, કામાજી બમનજી કામા
૨ ,, ધનજીભાઈ બમનજી લાંમ
૨ ,, અરદેશર શાપુરજી નારીએલવાલા
૧ ,, બરજોરજી કાવસજી શેઠના
૧ ,, દી કે. મોતીવાલા
૧ ,, રૂસ્તમજી ધનજીભાઇ આદરબાદ
૧ ,, પેસ્તનજી એદલજી ચબ
૧ ,, ફરામજી એદલજી બત્તીવાલા
૧ ,, ફરામજી જમશેદજી શાર્ક્ષ્ર
૧ ,, પરામરોઝ દસ્તુર ખોરશેદજી થાનેવાલા
૧ ,, દાદાભાઈ નશરવાનજી જેહાગીરજી વાડીઆ
૧ ,, મેરવાનજી હોરમસજી નીકલશન
૧ ,, જમશેદજી ભીખાજી પંથકી
૧ ,, અરદેશર બેજનજી પારખ

૧ શેઠ સાહેબ મનચેરશાહ બમનજી ચોઠીઆ
૧ " હોરમસજી મેરવાનજી નારીએરવાળા
૧ " નવરોજી દાદાભાઇ કાતરક
૧ " દાદી ભીમજી બાતલીબોઈ
૧ " પીરોજશાહ ધનજીભાઇ શરાફ
૧ " હોરમજદ શહેરીઆર ઇરાની
૧ " ધનજીભાઇ ફરામજી કંટ્રાકટર
૧ " એદલજી ફરામજી કાવારાના
૧ " કાવસજી ખરશેદજી દુબાશ
૧ " નવરોજી સોરાબજી તલાટી
૧ " અરદેશર જમશેદજી ઉમરીગર
૧ " કેખશરૂ સોરાબજી ઝવેરી
૧ " બરજોરજી જીવણજી મીસ્ત્રી
૧ " રૂસ્તમજી ભીમજીભાઈ પાંડે
૧ " ફરેદુન બમનજી ઇરાની
૧ " પેરતનજી હીરાજી માસ્તર
૧ " એદલજી જમશેદજી મીસ્ત્રી
૧ " ખરશેદજી કાવસજી કરનજીઆ
૧ " દારાબશાહ ફરામજી ખરાસ
૧ " અરદેશર આદરજી સંજાના
૧ " દોરાબજી દીનશાહ બેલગામવાલા
૧ " સોરાબજી અરદેશર વાડીઆ
૧ " બહેરામજી પી. માદન
૧ " દીનશાહ સોરાબજી મેસમેન
૧ " દીનશાહ બેજનજી કાત્રક
૧ " દા. હીરજીભાઇ શાપુરજી પાવડી
૧ " મનચેરશાહ જમશેદજી બીલીમોરીઆ

૧ શેઠ સાહેબ જમશેદજી માણેકજી બીલીમોરીઆ (એમ. એ.)
૧ ,, કાવસજી કોલાજી તવડીઆ
૨ મીસ સી. એન. મીસ્ત્રી
૧ મીસીસ જીવણબાઇ ભીખાજી ગાર્ડ

### શ્રી શહેરે કલકત્તા

૧૫ શેઠ સાહેબ પેસ્તનજી એદલજી ગઝદર
૫ ,, એમ. એન. મહેતા
૫ ,, આર. ડી. મહેતા (સી. આઇ. ઇ)
૫ ,, એફ. ડી. માદન
૫ ,, માહીઆર ડી. દસ્તુર
૨ ,, કુવરજી બીલીમોરીઆ
૧ ,, એચ. એન. કુપરની કુંપની
૧ ,, ડી. ઇ. તલાટી

### રંગુન

૧ ,, એફ. એચ. સીધવા

### કરાંચી

૧ ,, સુલેમાન ઓમર મરચંટ

### નાગપુર

૧ ,, સોરાબજી ડોશાભાઈ કોટવાલ
૧ ,, સોરાબજી ધનજીભાઇ રાંદેલીઆ

### ભુસાવલ

૧ ,, મનચેરશાહ માણેકજી ગણદેવીઆ
૧ ,, મનચેરશાહ ધનજીભાઇ લાલા

### તલોડા (ખાનદેશ)

૧ ,, મનચેરશાહ હોરમસજી કોચબીનડર

**પુના**

૫ શેઠ સાહેબ દીનશાહ મેરવાન ઇરાની

**સીકંદરઆબાદ**

૧ ,, આર. જે. પારખ (મરચંટ)

**વલસાડ**

૧ ,, રૂસ્તમજી બરજોરજી દાબડી

**બીલીમોરા**

૧ ,, કે. એલ. બીલીમોરીઆ

**ગણદેવી**

૧ ગણદેવી રીડીંગ રૂમ એન્ડ લાયબ્રેરી

૧ ફાયર ટેમ્પલ (અગીઆરી)

**નવસારી**

૧ શેઠ સાહેબ કાવસજી એદલજી મહેતા

**સુરત**

૧ ,, જમશેદજી નવરોજી ગણદેવીઆ

**અમદાવાદ**

૨ ,, પી. ધનજીભાઇની કુંપની

૧ ,, જમશેદજી અસપંદીઆર

૫ બાઈ સાહેબ દીનબાઈ સોરાબજી એનજીનીયર

---

# ખુલાસો !

પ્રથમ પાક પરવરદેગાર, જે, અશોમાં અશો છે, અને તમામ એલમ અને ખુબીમાં એક્કો છે! અને પાક પેગંમબર જરાથુસ્ત, જેના પવિત્ર રૂહપર હજારઘણી બલકે દશ હજાર ઘણી આફ્રીન હોજો ! એઓનાં નામની મદદથી અને સંપુર્ણ બક્ષેશથી, આ કમતરીન ખાકસાર "આશા" તમામ નેંક બખ્ત જરથોસ્તીઓને, તથા સર્વે ગુજરાતી વાંચકોને આ પુસ્તક ફકટ અકકલપર રચાયલું છે (જેમાં કેટલાક દાનાઇના સોખનો નસીઅતો તથા તમામ નીતી વચનોથી સમાવશ થયલો છે તે જાહેરમાં લાવવાને એક અદના ફરજ સમજે છે!

આ કેતાબની સમજ અને લખાંણ, તદન ખુલ્લા આકારમાં તેંમજ છુટથી કરવામાં આયું છે. અને વળી હેંડોગો રાખીને કામ કરવામાં આયું છે. પહેલો ભાગ, ઉતરતો દરજ્જે (એટલે, એક તબકકો પછી બીજો, એવી રીતે ગોઠવવામાં આયો છે) અને બીજો ભાગ તમામ સમ જવા લાએકનો અને ઉંડી સમજસાથ ગોઠવવામાં આયો છે તે એવી મતલબથી કે આ કેતાબનું સમતોલપણું જળવાઇ રહે અને વાંચનારને ઉત્તેજન મળી શકે! અવલથી આખર સુધીનો ભાગ મારી નાકેશ અકકલ મુજબ તેમજ અનેકવાર જીગરી જોસભર ચાલુ લાગણીની અસરથી રચવામાં આયોછે. છતાં, પાછળથી થોડીક બાબદો રદ કરી, દરી યાના મોતી સમાન આ કેતાબમાં દાનાવોનાં જુજ મતો કોઈ કોઇ જગ્યાએ મુકવામાં આયાં છે! જેથી વાંચનારને પુરતો દરયાફ્ત કરવાની, એકએકના સંબંધથી વધુ ધ્યાન રોકવાની, અને અભ્યાસ કરવાની, ગોયા એક જાતની સાબીતી અને ખુશાલી પેદા થાય !

આ કમતરીન કમાણી કરવાને અર્થે બહાર પડયો નથી, પણ માત્ર નજીવી કીંમત રાખી કોઇબી રીતે ખર્ચ નીકળી જાય અને તમો વાંચ નારને અનેક રીતનો ફાયદો મળે, એવી આશાથીજ આ જીગરી કામ માત્ર ખુદાના નામથી એક ફરજ સમજી બહાર પાડું છું ! હું પોતે

કાંઇ અભ્યાસી યાતો થીઓસોફીસ્ટ નથી. તેંમજ દલગીરછું કે આજ સુધી ચોકકસ સંજોગોને લીધે, જોઇતી ટકો મળી પણ નથી. નીચલું ટુંક વર્તાંતપરથી, તમો જોશો કે, આજદીનતલક ગરીબાઇપર મુસ્તકીમ રહી, તેંમજ હાલનાં ૨૫ વર્ષની ઉમર દરમ્યાનના પહેલાં ૯ વર્ષ ઘણાંજ ગાફેલરીતે અને અત્યંત નાદાંનયત ખવાસમાં નીકળ્યાં હતાં તે વખતે, મને મારા ઉસ્તાદ અને માતાપીતા નહિ સુધારતે તો, હું આજે નસીઅત નહી કરતે, પણ સેતાન લોકોના સરદારમાં મારૂં નામ ખપતે ! એવો મારો પોતીકો બુરો હાલ પહેલાં હતો ! પણ માણસાઇ ઉમર જેંમ વધે છે, તેમ મુંસીબતી અને ઠોકરો ખાઇ, જીંદગીમાં નધારેલો ફેરફાર થાય છે, તેવીજ રીતે છેલ્લાં ૧૬ વર્ષ એક માર્ગી રીતે પસાર થયાં છે ! જેનો ગુપ્ત અનુંભવ, તંનપર કંટાળો લાગે એવાં કામો બજાવવાં, આગળ વધ-વાનો જોખંમ, ખોરાકની વિપત્તી તેંમજ શાંતપણાની અનેક ઠોકરો ખમ્યાથી, જે મને દરૂસ્ત લાગું, તેનોજ માત્ર **અનુંભવ** મેળવતો ગયો.

મારા પ્રીય વાંચકો ! તમો તપાસસો કે, ઈનશાંનો માત્ર **પોતાના** હાથ **પગપર** મુસ્તકીમ રહે છે, અતે જાતી **અનુંભવ મેળવવાની** કોશેશ કરે છે, તેઓ પોતા માટે **અત્યંત જોખમ** ખેડે છે! જેનાં ફળો તેઓને કોઈપણ કારણે ભવિષ્યમાં, મળી શકે છે એમાં કાંઇ નવાઈ જેવું નથી !

જમાના પછી જમાનાના દાનાવો અને ફીલસુફો થઇ ગયા તેઓ સાથે સરખાવતાં આ મુફલેસની કીંમત રેતીના દાંણાની મીસાલ થાય છે. તેઓની કીર્ત્તી ! મગજની ઊંડાઈ ! અને ખુદરતના ભેદોની ચાવી આ દુન્યામાં મેલી ગયા છે! જેઓની તારીફ કરતાં આ જમાનો હેરત થાય છે! અને ઘણી વેળા ગાફેલ પણ થઇ જાય છે!

ફકટ મારી મુળ મતલબ એજ છે કે, આદમી કોઈ પણ રીતે બુરાં કામો કરવાથી અટકે અને ઇનશાંનયતપણું પકડી દિલના બુરા હવસો–અદેખાઇ કીનો, અણઘટતા ખર્ચ, તકોબરી, આળસાઈ, જુઠાઇ, દુસ્મનાઈ એ સર્વ દૂરકરી, **ફકટ નીતીમાન** અને **અશોઇનો માર્ગ** પકડે, કારણુ કે **અશોઇ સીવાયના દરેક માર્ગ** ખોટા અને **તકલીદી**

**છે. અને આત્તમાને જીંદગી અને જીંદગી બાદ નાહકનો આજાબ (દુઃખ) આપવાને માટે છે!**

એલમ તથા અદબઆદબો પ્રકટ ખુદાઇ માર્ગ જાહેર કરેછે! આ બાકી દુન્યામાં બીજો એવો નફો, તેમજ મહાભારત જોખમ કોઈજ નથી, કે જે આ બે ચીજની હરીફાઈ કરી શકે એલમ ફકટ શ્રમ અને રંજ ખેંચ્યાથી મળે છે, અને અદબ આદબો (ડીસીપ્લીન) દુન્યાની રાહરસ્મ પ્રમાણે પીછાંણી મેળવાય છે!

જો, આ નસીઅતમાં કાંઇ અસર અને વજુદ જેવું નહી હોય તો સોએ ત્રણ નસીઅતપર અમલ કરવો બહેતર છે! યાતો, છેલ્લો એક એક સદીનો આંકડો તમો વાંચકોને ઉત્તમ છે!

ફરીથી એકવાર જણાઉંછું કે, આ સેવકને કોઇપણરીતે અભયાસ નથી. તેમજ પોતાની ગણતરી પણ કશી કરી શકતો નથી. પણ માત્ર જીગરની લાગણી બહાર કાઢી જીંદગીનું પહેલું પગથ્યું ભર્યું છે! જેના આધારપર તમો વાંચકોએ વિચાર કરવાનો છે!

અવલથી આખરસુધી તે કીરતારને હાજર નાજર જાંણી સેવકે કામ ઉપાડયું છે. માટે કોઇને, કોઇ પણ તરાંહની હરકત થાય, યાતો વધુ છુટ લીધેલી જણાય તો મુંજને દરગુજર કરશો.

લા૦ હું છું,<br>
તમારો સદા નીરદોષ<br>
**કમતરીન "આશા"**

તા. ક.— **માનપુર્વક અરજ ગુજારૂંછુ કે કોઈ પણ બાબદેનો ખુલાસો નહિ સામજણ પડે, તો, બા ખુશી જણાવશો તેમજ કોઈ પણ કસુર નજર આવે, તો મહેરબાની કરી ધ્યાન ખેંચશો.**

મુંબાઇ તા. ૧૫ મી આગષ્ટ સને ૧૯૦૬.



بنام ایزد بخشاینده بخشایشگر مهربان

# નસીઅતે બાગ

# વ

# જેહાંને ખાક.

હમ નશીએહ અઝ કેતાબ મખાહ

કેચું સાહેબ મુઅદ ગાઓ બગાહ.

ઓ કદરદાન! તારા સોબતી લેખે સારી ચોપડી સિવાય તું બીજા કોઈને પસંદ ના કર! કારણ કે, કેતાબ, એ, એવો સાથી છે, કે, જ્યારે જ્યારે પણ તું માંગશે ત્યારે ત્યારે તે તારો સાથી થઈ શકશે.

ચુઆમદ બજુમબેશ નખોસ્તીન કલમ

બનામે જેહાંન આફીન ઝદ રકમ.

પહેલ વહેલાં જ્યારે કલમે હિલવા માંડ્યું, (ઇઆને લખવાનું શરૂં કીધું,) ત્યારે કલમે જેહાંનના પેદા કરનારના નામનો અક્ષર લખ્યો.



## ખુદરતની તારીફ.

અય કિરતીવંન કિરતાર! તું એક છે! એક હતો, અને હમેંશા તલક એકજ રહેશે!

તૂં માલેક! હસ્તીનો પેદા કરનાર સાહેબ છે! તું મહાન પિતાએ નાબુદીના પરદામાંથી હસ્તી પેદા કીધી!!! તો અમ બંદાઓ તુંજની શી ગણતરીમાં અય! પરવર! અક્કલમાં તુંજ પુરો છે! મદદમાં મદદગાર માત્ર તુંજ છે! સચ્ચાઇમાં સાચો છે! કાયદામાં સંપુર્ણ છે! એન્સાફમાં અદલ છે! સખી દાતાર માત્ર તુંજ છે! અને ચમત્તકારમાં ચમત્તકારીક છે!!

માટે તકલીદી જેહાંનના સર્વે ઇનશાંનો આપણે ઉપલા કાનુંનો રતીભાર ધરાવતા હોઇએ તો ચુપકીદી એખત્યાર કરતા રહેવું! પણ ગરૂરીનો આંઉસ દિલમાં કદી રાખવો નહિ.

અય ખોદાવંદ! તુંજની ખુદરતનો ફકત એકજ ખ્યાલ, અગરચે આ ખલકતના શખ્સોને (તું) જાહેર કરે! તો તેઓ ગારેલ થઇ જાય છે!

જો ઇનશાનો દરિયો પુરીને જમીન બરાબર કરે! ધરતીના ઊંડા ખાડા પુરીને એક સરખી જમીન બનાવે! પણ એક વેંટનો ખાડો કોઇ મહાન નરે પણ આજદિન તલક (સુધી) પુર્યો નથી એ બેહદ તાજુબી ભર્યું છે! જો એ ખાડો (વેંટનો) પુરાયો, તો રંજ અને ગંજ હોયજ નહિ, નેકી અને બદીની પીછાંણ થાય નહિ; પ્રમાંણીક પણું અને ચોરી લૂટફાટ જેવું હોય નહિ; સ્વાર્થ અને આપ સ્વાર્થનો વિચાર થાય નહિ; દેશમાં હુનર, કળા, અને વેપાર વનજ વ્યાપી નીકળે નહિ; અને એકંદર રીતે જોતાં, દુન્યાનું નામ નિશાંનજ હોય નહિ! તો તે છે ફકત 'પેટનો ખાડો'!!! (જીવતું દોજખ) ઓ જેહાંનદાર! આ ચિજનો ઊંડો વિચાર કરતાં અને તારી અચુક ખુદરતનો ખ્યાલ કરતાં, આ નાકેશ કલમ તાવદાંન (કમજોર) બની જાય છે!



## સર્વની એકત્ર ફરજ:

(ર) હવે આપણ બંદાઓએ દરયાફ્ત કરવો જોઇએ કે આ દુન્યામાં આપણે જન્મ લીધો એ શા અર્થે? બીજો વિચાર એ કરવો કે આપણ સર્વ કોણ છઇએ? ત્રીજો ખ્યાલ એ કરવો કે આપણે પાછા કયાં જનાર છઇએ?

(ક) આ ખાકી જેહાંનમાં જન્મ લીવો છે, તે માત્ર પોતાને સુખ આપવાને ખાતર નહિ, પણ એક બીજાને સુખ આપી, પોતાને સુખ મળવા બરોબર ગનવા માટે છે!

(ખ) હરેક જણ પોતે કોઇજ નથી, પણ તે પેદા કરનારના જીવમાંનો એક બારીકમાં બારીક જીવ છે! (રોશની) અને તે જીવ વખત આવવે (સંપુર્ણ નેકી પછી) જીવ સાથે પાછો મળી જનાર છે! તો આપણુને સજાવર છે કે હરપળે નેંકીમાં મશગુલ રહેવું!

(ગ) સર્વે ખાકમાંથી ઉત્પન્ન થયું છે! અને મરણ બાદ ખાકી શરીર પાછું ખાકમાં જનાર છે! અને બીજું રૂપ ધારણ કરનાર છે માટે આ બાબદ ખરાં એકીનથી મગજ પર ઠસાવવી જોઇએ! અને દુન્યાની અંદર પોતીકા જીવને અનેક રંજો આપી ખાક મિસાલ હરેકે થવું જોઇએ! (એટલે કે બેહદ નમનતાઇ રાખવી જોઇએ) તોજ આપણું રહેઠાંણ આખેરીયત બહેસ્તમાં થશે! (યાને ખરૂં સુખ ભોગવીશું.)

(૩) જીંદગી બાદ કરણી મુંજબ બહેસ્ત યા દોજખ મળનાર છે એવું સમજવું નહિ જોઇએ! પણ આપણી કરણી મુંજબના અનેક તબક્કા રચાયલા છે!

(૪) બુરામાં બુરો તબકકો આ ખલકત છે માત્ર! માટે આપણી કરણી હરપળે એવી રાખો કે ફરીથી આ પાપી જેહાંનના દિદાર જોવાની ફરજ નહિ પડે!

(૫) અગરચે આપણી બુરી કરણી, ભલી કરણી કરતાં ઓછી હશે તો એકાએક બહેસ્ત મળનાર નથી! પણ બીજા સારા તબકકાપર મુકાનાર છઇએ!

(૬) ગેતી (આ જેહાંન) અને મીંનોઇ (ઉપલી જેહાંન); પણ આ એ ખલકત, ચઢ, ઉતર, પંકતીમાં છે, તેવીજ રીતે એમાં અનેક દરજજા રચાયલા છે!



## માત પિતાની ફરજ

(૭) જો એક બાળકની કરણી બુરી માલુમ પડે, છતાં તે કિરતાર સાત વર્ષ સુધી દરગુજર કરી શકે! સબબ, તે બાળક દુન્યા તેમજ ખુદરતથી નીરદોષ છે, તેમજ ગાફેલ છે! તે દરમ્યાન તેને પોતાના બાળપણમાં કશી રીતની માહીતી નથી!

(૮) આ બાળપણનો વખત પસાર થયા પછી, તેની કરણીનુ, સર્વે તોલ થાય છે! માટે બાળકોએ હમેશાં ખબરદાર રહેવું! કારણ, માતપિતા યા કોઇ પણ (વખત પસાર થયા પછી) જવાબદાર નથી રહેતું.

(૯) મા બાપોની આંઇનફરજ,એ જે, તેઓએ પોતીકાં બચ્ચાંને સાત વર્ષ સુધી ખુબ મહેનત કરી ઉપ્યોગી ચીજો શીખવવી! તોજ તેનાં શુભ ફળ, આપોઆપ મળી શકશે!

(૧૦) માતપિતાને જે ફરજ અદા કરવાની છે તે માત્ર એજ છે કે ફરજંદોને કુમળાં મગજપર, પહેલાં ધર્મ, નીતિરીતિ, ઘર સંસારી બાદ—માનમરતબો—અને મલાજો શું છે એ વિગેરેનો પુરતી રીતે બોધ આપવો.

(૧૧) નાનપણમાં બચ્ચાંનું મગજ એક કોરા કાગજ મીસાલ છે; માટે ભલું યા બુરૂં, જે પણ મુકશો, તેનાં ફળ પાછળથી ઉત્પન્ન થશે, એ નિશ્ચય માનજો!

(૧૨) જો એક બચ્ચું માતપિતાને રંજીદા (દુખી) કરતું હોય, તેના હોકમનો હરઘડી અનાદર થાય, તો તેમને ઘટે છે, કે એક સાચા ઉસ્તાદના હાથમાં મુકવું, પણ નાંખતી કરવી નહિ, કારણ તેની ઉમર મોટી થયા બાદ 'મેંનેજ' કરતાં બેહદ મુશ્કેલી થઇ પડે છે.

(૧૩) બાળક સાત વર્ષની ઉમરનું થયું, ત્યાં સુધી તેના માતપિતાની હરેક સારી કેળવણી ખરેખરી વાજબી લેખાશે, ત્યારબાદ તેને શાળામાં મુકવું, કે જેથી તેના માર્ગમાં કોઇ પણ પ્રકારની તકલીફ રહે નહિ.

(૧૪) જે વખતથી તે શાળા (નીશાળ) માં જતું થયું, તે વખતથી મા બાપે તલાસ રાખતા રહેવું કે તે નિશાળમાં સારો દેખાવ (અભ્યાસ) કરે છે કે નહી; ઉસ્તાદની ફરમાન બરદારીને, માન આપે છે કે નહિ; તેની ચાલચલણ બહાર કેવા પ્રકારની છે; નઠારા સોબતીઓ સાથ ફરહર કરે છે કે નહિ વિગેરે.

(૧૫) જો તે આ ઉપલા કાનુંનોથી ઉલટું માલુંમ પડે, તો, શિક્ષકને પહેલાં જણાવ્યા અગાઉ તેની પુરતી ખબર તેમજ ધમકી આપવાને ચુકવું નહિ જોઇએ!

(૧૬) અગર માતપિતા જાંણ્યા છતાં, આ બાબદમાં નાંખતી કરશે તો બાળક ન ધારેલી રીતે બુરા તબકકાપર આસ્તે આસ્તે મુકાઇ જશે! જેથી હરેકને ખમવું પડશે અને તેનો જોખમ પહેલાં તેના માત પીતાને શીરે હોય છે!

---




૧૭ એક ફરજંદ પોતા જોગું શીખી રહે, તો તેની ખુદરતી (મુખ્ય) લાંઇનપર છુટથી જવાદેવું અને તેના વાળીઓએ એ વિશે કશો અટકાવ કરવો નહિ! સબબ, તે બચ્ચાંનો ભવિષ્યનો લાભ લુટેલો કહેવાય!

૧૮ પણ જો તે ફરજંદ લોકોનું સાંભળી અને જોઇ 'હું તો આ કરૂં અને પેલું તો મને પસંદ પડે નહિ' એવું જાહેર કરે જે એના બાબમાં તદન ઉલટું હોય! તો તેનો ત્યાંથીજ અટકાવ કરવો બહેતર છે!

૧૯ શીખી રહ્યાબાદ હુંનરની યા કોઇ પણ ધંધાની તજવીજ કરે પણ જો તેની પાસે પૈસાના સાધન નહિ હોય તો તેના ખેશીઓએ (સગાં વહાલાં) તેની અરજ કબુલ રાખી તેને આગળ વધવા દેવું, કે જેથી પાછળથી બીજાઓને તેનાથી અનક લાભો સમાયલા છે,!

૨૦ એક ચીજ શીખો ! તેપર મન સાથ તકરાર કરો ! પછી અમલ કરો ! અને તેનો શું બદલો મળે છે તે જોતા રહો, તોજ તમો જ્ઞાની બનશો, પણ ગમે તેમ ઝબાંનનો ઉપયોગ કરવામાં કાંઇ ખરૂં જ્ઞાન કહેવાતું નથી.

૨૧ એક સ્ત્રી જાતીને કેળવણી આપવી હોય, તો તેને પહેલ ઘરસંસારી બાબદ શીખવવી, સ્ત્રી જાતીનો મલાઝો શું છે, તે મક્રમ પણે જણાવવો, ફરમાન-બરદારી (તાબેદારી) કેમ અને કેવી રીતે કરવી વિગેરે સલાહ આપવી.

૨૨ જેમ એક ખીલતું ફૂલ બાગને દીપાવે છે, અને લોકોને હેરત કરે છે; તેમ સ્ત્રીએ પણ ભલી તાલીમ લેઈ પોતાના ઘરનો શણગાર કરવો જોઇએ, અને બીજાઓને સારો છાપ બેસાડવો જોઇએ.

૨૩ સ્ત્રી છે તે ફકટ ઘરની રાંણી છે, અને મરદ, જે, છે, તે બહારનો રાજા છે !

૨૪ સ્ત્રીએ હમેંશાં ચતુર કામ કરવું, પોતાને છાજતી કેળવણી લેવી, ઘરસંસારી બાબદો પર પુખ્ત ધ્યાન આપવું, પોતાના ધણીને માનની નજરથી જોતા રહેવું, કરકસરમાં કદી પછાત પડવું નહિ.

૨૫ કોઈ પણ ગ્રહસ્થ કેળવણી આપે તો પહેલાં, ધર્મ સંબંધી બાબદ, નીતી રીતી શીખવતા રહેવું. પણ ફકત ચોપડીના પાઠોપર ધ્યાન આપવું નહિ.

૨૬ કોઈ પણ કેળવણી બાબે હમેંશા આડકટરા સવાલો પૂછતા રહેવું, પણ સીધે રસ્તે કોઇને પણ એકદંમ મૂકવું નહિ !

૨૭ અગર સવાલનો જવાબ ખરો મળે, છતાં, તેને પહેલાં ખોટો ગણી, અનેક સવાલો તે પરથી લંબાવતા રહેવું અને ત્યાર બાદ ખુલ્લો રસ્તો જાહેર કરવો, એવા પ્રકારનું શીક્ષણ મગજપર અસર કરે છે! અને તેનાં જ્ઞાનની સંપુર્ણ પીછાંણ થાય છે!

૨૮ પથ્થરપર પાણી રેડે, તેટલોજવાર તેનો ભીંનાસ રહે છે! તેમજ, ઉસ્તાદો ખોદાઈ જ્ઞાન વગર, ગમે એવી સારી કેળવણી આપી શકે, છતાં એવી કેળવણી થોડાજવાર મગજપર ઠસી રહે છે એ નીશ્ચય માનવું! કારણ શારીરી વિદ્યા પેટને ખાતર છે અને આત્મીક વિદ્યા ખુદાને જઈ મળવા માટે છે.

૨૯ છોકરાઓ અને છોકરીઓને સજાવર છે કે અભ્યાસ પછવાડે પોતાનો બધો વખત લીએ તેના કરતાં થોડો વખત ખુદાની (એબાદત) બંદગીમાં ગુજારે, તો, મગજને બેહદ શાંતી મળે!

૩૦ તમારી કેળવણી યા તમારૂં કામ એ પણ એક ખોદાની બંદગી છે! પણ જ્યાં સૂધી બારે હક્કતાળાની તમારા જીગરમાં ધાસ્તી કોતરાઈ રહે નહિ, ત્યાં સૂધી તમારા પોતીકા કામમાં અનેક રીતની નુંકશાંની છે!

૩૧ તમારા કામમાં તમોને ફરસુદ નહિં મળતી હોય—છતાં તમારૂં એકીન તે દાદગર દાવરને અરપણ કરવા માંગતા હો, તો, તે મહાનપીતા તમોને ગેબી મદદ તેમજ ગેબી વખત આપતો રહેશે એ અનેક દાખલાથી પુરવાર થયું છે!

૧૬૮૬



૩૨ હમેંશા શાળામાં હુનરકળાની કેળવણી પણ આપતા રહેવું, જેથી તેઓને આપઅખત્યારી ભોગવવાની ટક મળે, અને રોજીબાબે કોઈ પણ પ્રકારની અડચણ પડે નહિ!

૩૩ જેમ વધુ વિદ્યા હાંસલ કરો તેમ વધુ નમનતાઈ અખ-ત્યાર કરો, કે જેથી તમારી ખરી કીંમત બુઝાય અને તમો દેશના પ્રતીનીધી થાવ.

૩૪ વિદ્યા જીંદગીનું ઘરખમ ઝાડ છે; પણ વિદ્યા લેઈ નાજુક-પણું બતલાવીએ, સહાસ અને ભલાઈના કામો લોકોને માટે નહિ કરીએ, તો, તે ઝાડની કુંમળી ડાંખલી છે! તેમજ એવી વિદ્યા દેખડાવીને જીવને ખુશ કરવા બરોબર છે!






૩૫ દોલતપર ગરૂર,ના રહેશો, સબબ દોલત કોણુની રહીજે વળી તમારી રહેવાની ?

૩૬ દોલત જે છે તે, એક ઊડતાં પક્ષીની માફક છે, (જેમ એક પક્ષી બીજાં ઝાડ ઉપર ઉડે છે તેમ) જે દોલત આજે તમારા હાથમાં, તેજ, પળભારમાં બીજાનાં હાથમાં.

૩૭ દશા, વિસા ને ત્રીસા, આખર એ નહિ કરે કોઇના ખીસા !!! માણસની દશ, વીસ, યા ત્રીસ વર્ષ સૂધી પૈસાની જાહો-જલાલી હોય છે, પણ એનો સુ ઉપ્યોગ નહિ થાય તો એ ચીજ હરેકને અરથી વગરનો કરી નાંખે છે!

૩૮ જો તમો ગરીબાઈમાં ઉચ્ર્યાં હોય, તો, જીવ રંજીદા કર-વાનું યા દલગીર થવાનું વિચારવું નહિ જોઇએ પણ કાળજી, અને આપ બળથી, ગરીબાઇમાંથી તંવગરીમાં જવાનું જરૂર હમેંશા વિચારવું ઘટે છે.

૩૯ પૈસાદાર આદમીને મુખ્ય કરી ગરીબાઇનો ખ્યાલ આવતો નથી પણ ગરીબને ગરીબાઇનો તેમજ તવંગરીનો ખ્યાલ પહેલાં આવે છે.

૪૦ પૈસાદારને જેટલી મુશ્કેલી આ જેહાંનમાં ખેંચવાની છે, તેના કરતાં મો ઘણી આફ્ટ લાચારીમાં સપડાયલાઓને હોય છે, છતાં તેમની મુંશ્કેલી બહાર આવતી નથી.

૪૧ એક મુંશ્કેલી સહન કરવાથી અને તેપર જોસ્તેજો કરવાથી જ્ઞાનનો રફતે રફતે વધારો થાય છે!

૪૨ અય ખાકીઓ! જો તમો મુશ્કેલી ખમતા હો, અને તેથી અનુંભવ મેળવવા ચહાતા હો, તો તમારી સનમુંખ પૈસો ધુળ સમાન છે!

૪૩ અગર તમો તવંગરીમાં ઉછર્યાં હો, તોપણ દુન્યાના સમાગમમાં આવી, હરેક ખેલો જોતા રેહજો! અને મુશ્કેલીમાંથી પસાર થવાનું દરૂસ્ત વિચારજો! સબબ ઇંનશાંનને દુઃખ કોઇ પણ વખત સહન કરવાનું છે! અને પૈસાની રેલછેલ જાવેદાંન તલક રહેતી નથી.

૪૪ પૈસો એ જાળ છે પણ અક્કલ તેનો સલાહ કારક દોસ્ત છે! જેઓને અક્કલ નહિ, તેઓને પૈસો બડીમાં દાખલ કરે છે!

૪૫ પૈસાનું સુખ તકલીદી છે, રંજનું સુખ જીંદગી સુધીનું છે

૪૬ દૌલત જ્યારે થાય છે આંખોથી અપંગ,
ભલાઇ કરેચ બદસે-ને ભુંડાઇ નેંક સંગ.

---




૪૭ જો તમો દુન્યામાં રહી અક્કલ મેળવવા ચહાતા હો, જો તમો આ દુન્યા અને ખોદાની ખુદરતનો ચમત્તકાર જોવા માંગતા હો,તો, તે કિરતાર પાસે ફકટ 'આફટનો વરસાદ' માંગજો, કે જેથી આપોઆપ નેક બુધ્ધી મળે.

૪૮ દુન્યામાં કોઇ પણ લાલચનું ધ્યાન પુગાડવા નહિ માંગો પણ અક્કલનું ધ્યાન હરેક ઠેકાણે લગાડો.

૪૯ અક્કલ જેવું કિંમતી ગોહર દુન્યામાં કોઇને બીજું હાથ લાગશે નહિ, એની આગળ સર્વ જર જવાહીર તથા ખજાંનો કાંઇજ નથી.

૫૦ માત્ર અક્કલથી દુન્યા જીતાય છે, એ ચીજ વારંવાર મહા ભારત લડાઇઓને સલાહ, સંપજમાં મૂકે છે! અને અંધારી ચીજો, રોશન થાય છે!

૫૧ પાંચ બુજરગ આદમીની સંફમાં પહેલાં બીરાજજો અને તમોને જે લાયક માલુમ પડે, તે એક છાપની માફક મગજપર કોતરી રાખજો!

૫૨ માલમતા ચોરાઈ જશે! જન્મભુંમી કોઇ કાલે છોડવી પડશે, દોસ્ત આસનાવો લાંબોવાર નીંભશે નહિ, સગાં-

સનેહીઓ હમેંશા રહેશે નહિ, માતપિતાનો વહાલ અને છુટ કદી જીંદગી સુધી મળી શકશે નહિ, પણ જો તમારી સાથે એક ચીજ રહે, તો તે ફકટ 'બુદ્ધીથી મેળવેલો અનુંભવ છે'!

૫૩ કમ અક્કલી માણસ આડે રસ્તે (ખરાબ માર્ગે) જાય તો આંઇન ફરજ અક્કલવાળા માણસની છે કે તેને સીધે રસ્તે ઉતારવો, તોજ તેની અક્કલમાં વધારો થશે, અને તેની સારી પીછાંણ થતી રહેશે.

૫૪ જેહાંનમાં કોઇ કમ અક્કલી અને વળી કોઈ અક્કલી; માટે કોઇએ એ વિષે હસાઇ કરવી નહિ, સબબ એમાં ખોદા રાજી નથી.

૫૫ અક્કલ ઘરને ખુંણે મળી આવતી નથી; પણ દુન્યાના આદમીઓને કામ પાડી જોવાથી, શાંતપણે તરેહવાર જાતની ઠોકરો ખમવાથી, તેઓનાં આચાર વિચારનું તોલ કરવું, અને પડતો અનુંભવ ડગલે ને પગલે મેળવવો, જેનું નામ 'અક્કલ'

૫૬ અક્કલનો ઉપયોગ શું કરવો અને શું નહિ કરવો, એ બધું તમારા હાથમાં છે! અને તેનાં ફળ પણ તમોનેજ ચાખવાનાં છે!

૫૭ માલેતોજાર, શેઠ, ખલકતની સર્વે ચીજો ખરીદી શકે પણ જો તે નહિં ખરીદી શકે તો! માત્ર 'અક્કલ' છે.

૫૮ જેંમ ઉંમર મોંટી તેંમ દાંનાવ તરીકે લેખાય નહિ, પણ હમેંશા અક્કલથીજ દાનાવ આદમી ગણાય છે. પછી તે હોય જુવાંન યા હોય તે જઇફ.

૫૯ અક્કલનું તોલ તમારે બરાબર કરવું હોય, અને એક ગાંમા આદમીનું ભંડોળ જોવું હોય, તો તે છે:—

સત્યતાનું મુળ—સત્યતાની ડાળીઓ અને સત્યતાનું ઉલટું જુઠ.

૬૦ જે માણસ થોડું બોલે અને ઘણું સાંભળે, તે સોના કરતાં વધુ અક્કલમંદ થાય છે.

૬૧ જેઓ પોતાની ઝબાન છતાં વધુ બોલે નહિ, તેઓને કમ અક્કલી તરીકે એકદંમ પીછાંણશો નહિ અને તરેહવાર જાતનાં 'વિવેચનો' લગાડી, તેની આબરૂ ઊંઘાડી પાડશો નહિ.

૬૨ કોઇનો નમુંનેદાર ડ્રેસ જોઇને અક્કલની ઈમારત કદી બાંધશો નહિ; પણ પહેલાં તેમને કસી જોઇ માનપાંન આપતા રહેજો.

૬૩ જે લોક ગરીબાઈમાં ઉછર્યા હોય, પણ અક્કલમાં પુર હોય, અને ધારોકે તેઓનો પોશાક એક મરતબે ઉતરતો હોય, છતાં તમારી ફરજ છે કે તેમને પહેલાં માનની નજરથી જોવું, પણ તેમની હાલત જોઇ, તીરસ્કાર કરવો નહિ.

૬૪ પહેલાં આદમીનું તોલ જે પોશાક ઉપરથી થાય છે તે ફકટ 'ચશ્મ' ને આધીન છે, પણ વાતચીત કરવાથી જે તોલ થાય છે તે મગજને સ્વાધીન છે.

૬૫ તમો લાચાર હોવ, પણ ઇજ્જત આબરૂમાં રહેવાને પસંદ કરતા હો અને કદાપી તમોને મોટા આદમીના સમાગમમાં આવું પડે, તો તમારા બદંનના ઢાંકણને છાજતું (લાયક) રાખજો.

૬૬ કોઇબી રીતનો ભપકો કરવો યા ફીકીરી હાલત જાહેર કરવી તેના કરતાં મધ્યમ માર્ગ બહેતર છે. જેથી કરી તમારે માટે, વિચાર કરવાની ટક કોઇને મળે નહી.

૬૭ તમો પોતે દાનાવ,હો,પણ બીવકુફ આદમી તમોને તેનો સંફમાં ગણવા ચહાતો હોય, છતાં, તમારે એક હરફ બોલવો સજાવર નથી પણ ત્યાથી દૂર રહેવું, તમારા લાભમાં છે.

૬૮ એક અક્કલવાળો શખ્સ ન ધારેલી રીતે કસુર કરે, તો તેને દરગુજર કરવો; સબબ, માણસ નામે ભૂલને પાત્ર છે.

૬૯ એક આદમી પોતે ગમે એવો ગરીબ હોય, પણ જો તે ઇજ્જત આબરૂમાં અને બુદ્ધિમાં પુર હોય, તો સેંકડો રૂપીઆનો હીરો તેની આગળ ન કામ છે.

૭૦ એક કીંમતી હીરો ઘરમાં મકાશે પણ અક્કલ અને ઇજ્જત આબરૂ દુન્યામાં મકાશે, એટલુંજ નહી, પણ બીઆબાંન જંગલમાં રોશની પાંથરે છે.

૭૧ કોઇની અકકલપર અંજાઇએ નહી, અને બીવકુફાઇને ધીક્કારીએ નહી.

૭૨ જે પહેલાં બીવકુફ હોય તે પાછલથી અકકલમંદ માણસ થાય; અને જે અક્કલમંદ હોય, તે ગેર ઉપયોગ કરી પોતાને બીવકુફ બનાવે.

૭૩ અક્કલના અનેક તબકકા રચાયલા છે. જેમ માણસ વધુને વધુ અક્કલ મેળવે છે. તેમ તેનો તેજસ્વી ચલકાટ બૂરાઓ ખમી શકતા નથી તેથી તેને 'વિચીત્ર' માં ચેડવે છે (તો જો કે, તે, પોતે તેમ હોતો પણ નથી)



---



૭૪ કીમતી ડ્રેસ કયારે પહેરીએ કે જયારે તમારી કીંમત પણ તેવા ડ્રેસની મીસાલ હોવી જોઈએ

૭૫ રેશમી કપડાંનો બનાવનાર કીડો છે અને સુતરાઉ કપ-ડાંની નીંપજ ધરતીથી છે.

૭૬ રેશમી કપડું કીંમતમાં મોંઘુ છે પણ ટકાઉમાં સસ્તુ છે! ( જલદી ફાટી જાય છે )!

૭૭ બદંન પર એકની એક ચીજ રાખ્યાથી નુકસાનકારક છે! અને કપડું વધુવાર જવાબ દેતું નથી, માટે હમેશાં અદલ બદલ ચીજ રાખ્યાથી શરીરને તાજગી મળે છે! અને બીજી રીતે શોભા મળે છે!

૭૮ ડ્રેસની નકલ કરવી અથવા સોંગ કાઢવો, એ સાંકડા, ને હલકા મનના માણસોમાં એક પ્યારી અને સાધારણ રમુંજ હોય છે! પણ સમજુ માણસોમાં એ, એક ધિક્કાર ભરેલી અને નહી માફ થઇ શકે એવી ચીજ હોય છે!

૭૯ પોતાની ઍબ ઢાકવા અને ઉંચમાં ખપવા ડ્રેસપર પૈસા-ની બરબાદી કરવી નહી કારણ એક પુટલી (ડોલ) ને ડ્રેસથી દીપાવવામાં આવે તો તે પહેલાં, શોભી નીકળશે પણ જ્યારે તેપરથી ડ્રેસ પાછો કાઢવામાં આવે ત્યારે તે પોતાંનું અસલ રૂપ ધારણ કરશે. માટે હમેશાં મગજને શાંત રાખી દરયાફ્ત કરવો.

૮૦ કીમતી પોશાક સાદને નાજુક બનાવે છે, ચાલચલણમાં હરેક રીતના ફેરફાર કરે છે, ચહેરાને ગરૂરીનું રૂપ આપે છે, અને રોજ બરોજ એના ખ્યાલથી આદમી અપંગ બની જાય છે,

૮૧ જેઓ હરવખત પોતાના બંદનની શોભાતીએ તેઓને તેઓના કામમાં ગાફેલ જાણજો.

૮૨ આપણી હસાઇ કોઇ નહી કરે, આપણને રૂબરૂ યા પાછળથી કોઇ પણ આંગળી નહી બતલાવી શકે, તેવો ડ્રેસ કરવો લાયકનો છે કે જેથી કોઇને પણ આપણને માટે, ખ્યાલ કરવાની ટક મળે નહી.

૮૩ તમારા ડ્રેસને તમારી ઝબાન મીસાલ કરો યા તમારી ઝબાંનને ડ્રેસ મીસાલ કરો

૮૪ તમો તમારી નજરમાં ઠીક માલુમ પડો છો તે વિચાર કરો, તેના કરતાં લોકોની નજરમાં તમો કેમ શોભો છો તેનો પહેલાં વિચાર કરો.





## તાબેદારી.

૮૫ નોકરી નામે નકટ છે અને હુનર યા ધંધો આપએ-ખત્યારછે. તાબેદારી બે પ્રકારની છેઃ—૧ જાંણી જોઇને ગુલામગીરી કરવી ૨, કામ બજાવી આપએખત્યારીમાં રહેવું

૮૬ શેઠ બાબે હમેંશા નમનતાઇ વાપરવી પણ ગરીબાઈ દેખડાવવી નહી; કારણ ગરીબાઇનો લાભ નીચમાં હોય છે.

૮૭ નોકર કરતાં એક હુન્નર વાળો આદમી દીવસના બાર કલાક કામ કરી ભલી જીંદગી ગુજારે છે. તે પોતે સંતોષી હોય છે તેમજ આપએખત્યાર હોય છે.

૮૮ રાજાની યા તવંગરોની તાબેદાર કરવી એમાં કાંઇ મોટાઇ સમજવી નહી !

૮૯ રાજાની તાબેદારી કરી તેની ખુશી આગળ ચોંકેલા રહેવું, તેના કરતાં બીજાની તાબેદારી કરી પોતા જોગું ચેન મેળવી રાત્રે નિરાંત સુવું બહેતર છે.

૯૦ એવા શખ્સોની તાબેદારી કરવી જરૂર જણાયતો, હંમેશાં પોતાના મલાજામાં રહેવું, પણ નીચ મતલબ સારવી નહી. નહી તો પાછલથી હાથ ધોવાનો ( દલગીર થવાનો ) વખત આવશે.

૯૧ એક લાચાર શખ્સ કોઇ પણ ગ્રહસ્થ આગળ રોજી બાબે માંગણી કરે, તો, બનતી જોગવાઇએ તેને સાધન કરી આપવું પણ નાસીપાસ થવા દેઇ, જવા દેવો નહી ! કારણ ઘણી વેળા તે તૂટેલા અતઃ કરણનો માણસ નાસીપાસીમાં મૂકાઈ જાય છે.

૯૨ રોજી માટે પુરતી તપાસ કર્યા વગર અને પાકકો બંદોબસ્ત વગર, પગલું બહાર કાઢવું નહી.

૯૩ રોજી બાબે નીકળવું પડે તો, તાબેદારી ઈમાનદારીથી કરવી, એક સોખન બોલવાની કોઈને ટક આપવી નહી; હમેંશા કામપર ચોકસ રહેવું અને પોતાની ઇજ્જત આબરૂ પર બેહદ ચુસ્ત રહેવું, કારણ કે આવા ગુણો ધરાવયાથી તમોને કોઇની સાથે પણ કશી રીતની, ધાસ્તી નથી.

૯૪ તમારા કામમાં હરઘડી ખોટી રીતે અપમાન મળે તો તમારી અકકલ હુશ્યારી અને નમ્રતાથી જવાબ માંગજો અગર એ બાબદમાં નાંખતી નાંખતી કીધી તો ગરદંન વધારે નમેલી જોઇ, વધુ દબાંણ થતું રહેશે.

૯૫ પચાસ વર્ષ એક શેઠની તાબેદારી કરો પણ આખેરીયત બે ઇજ્જતમાં ઉતરવાનું છે. કારણકે તમો ગમે એવા પણ સાચ્ચા હશો, છતાં શેઠ પોતાનો સોખનજ કબૂલ રાખશે.

૯૬ તમારૂં રોજીનું સાધંન જન્મ ભુંમીમાં થતું હોય, તો, તમારી પોતાની મરજી વગર બહાર જવાની હીંમત કરશો નહિ.

૯૭ નોંકરી બજાવી ઘરનો રસ્તો સીધો લેજો, તોજ તમારી કીંમત બૂજાશે.

૯૮ તમારા શેઠની ધંધાધાપાની છૂપી બારીકી યા રીતીનીતી કોઇ દોસ્ત યા ફર્મનાં માણસોને કદી કહેશો નહિ.

૯૯ દરબાંનની નોકરીમાં હુશ્યારી જેવું કાંઇ નથી. પણ જે વેળા છૂપા ડ્રેસમાં રાજા આવીને, તેને કસોટીપર મૂકે છે, તે વેળા તેની ખરી બાહોશી છે. માટે તમારી ફરજ, ફકત ઇમાનદારીથી બજાવો; એ વખતે કોઇનું માન અપમાન સમજવાનું નથી.

૧૦૦ પારકાની તાબેદારી કરવાનો તીરસ્કાર હોય, તો, અણગમતી રીતે કોઇની નોકરી કરી દિલ દુખાવવું, તેના કરતાં ઘરનો રસ્તો ભલો છે!

૧૦૧ જેમ રાજાને ખેડુતની ખૂટ હોય છે, તેમ શેઠને નોકરની ખૂટ હોય છે. બંનેને એકમેકની ગરજતો ખરી, માટે કોઇએ પણ તકોબરી રાખવી નહિ.

૧૦૨ જો એક પીતા પોતાના ફરજંદ તર્ફ માનની નજરથી નહિ જોય, તો તે ફરજંદ વખત આવવે, તેવુંજ માન તેના પીતાને આપતો રહેશે.

૧૦૩ તેમ શેઠીયાઓ નોકરની કદર નહિ બુજે અને તેમની સાથે જબરજસ્તીથી કામ લેવાનું સમજતા હોય, તો નોકર તાબેદારી, ઇમાનદારીથી કરી શકેજ નહી.

૧૦૪ કામ જોવાને ભલું ઇચ્છો, તો દાંમને પણ ભલું ઇછેચ!

૧૦૫ ગમે એવા નોકરને હુકમ કરીએ તો નમનતાઈ રાખ્યે, જેથી, કામ સહેલાઇથી પાર ઉતરે!

૧૦૬ નોકર તાબેદારી કરવા બંધાય, નાહકનાં તાંનાંજાનીનાં સોખન સાંભળવા બંધાય નહી.

૧૦૭ જેમ દુઃખ વગર ખરૂં સુખ ભોગવવાની આશા ફીકટ છે તેમ તાબેદારીની સમજ અને કદર પીછાણવા વગર એકદમ શેઠાઈ કરવી, એ, એક જાતની છૂપી ગરૂરી છે, કે, જે ગરૂરી સળંગ દાદરની મીસાલ થઇ રહી ચઢનારના પગ અને હાથ ભાંગી નાંખે છે.

૧૦૮ દુન્યાની તમામ જાતની તાબેદારી (પછી તે નફા પાંચની યા હોય તે હજારોની) પણ એ સર્વે બંદીખાનું છે, માટે તાબેદારને ઘટેચકે એ બંદીખાંનામાં ન, રેહતાં, પોતાના ભવિષ્યને આપ અખત્યાર બનાવવા, જોઇતી ટકો હાથ કરતા રહેવું.





## કરજ.

૧૦૯ કરજથી તુરતની ગરજ સરે છે, પણ કરજથી ફરજમાં રહેવું પડે છે!

૧૧૦ કોઇને લેણદેણ કરશો નહિ, અને ઘણીજ લાચારીએ કરવું પડે, તો લખીત કામ કરવું; એમ નહિ ધારવું કે આ મારો દોસ્ત છે અને ભરોસાને લાયક છે!

૧૧૧ જે ધણી આપીને માંગે, તેની અક્કલ જાય આંગે!

૧૧૨ પારકાનું ઓશીઆળું માંથે લેવું અને, તે, સંપુર્ણ અદા કરવું, છતાં, તે ધણીને ભવિષ્યમાં ગેર લાભ સમાયલો છે.

૧૧૩ સગાં સ્નેહીઓમાં અને દોસ્તોમાં કરજ કરીએ, તેના કરતાં બહારથી કરવામાં લાખ દરજ્જે મોટાઇ સમાયલી છે.

૧૧૪ કોઈ સાથ દગો ફટકો રમી પેટ ભરવું, તેના કરતાં કરજ કરવું શ્રેષ્ટ છે!

૧૧૫ દગો કોઇનો સગો થતો નથી.

૧૧૬ દગો ફટકો રમી પૈસા કઢાવવા નહિ. દુન્યાની કોરટમાં તાલતલાવતથી છૂટી જઇએ પણ ખુદરત કદી છોડે નહિ. જ્યારથી દગો થયો ત્યારથી તેનું 'પાપ' અને તેનું 'વ્યાજ' શરૂ થયું જેની અરધી એ અરધી અદા કર્યા વગર આ જેહાંનમાં છુટકો નથી.

૧૧૭ ખુદરતની લાકડીનો અવાજ ન્યારોજ (ગેબી) છે. માટે જે પડે, તેનો શાંતપણે દરયાફ્ત કરીએ.

૧૧૮ લાચારી, ભોગવી, આપએખત્યારી, અને મલાજો રાખવો, એના જેવી પાદશાહી દુન્યામાં કદી કોઇને હાથ લાગી નથી.

૧૧૯ કરજ આજે એક અરધીનું અને આવતી કાલે રૂપીયાનું; માટે, જેમ બને તેમ, પહેલાં અરધીને અટકાવવાની કોશેશ કરજો.

૧૨૦ કરજને નમનતાઇથી બોલાવો તેના કરતાં ઉધ્યોગને આજીજીથી બોલાવો.

૧૨૧ કરજથી દૂર, તે ધાસ્તીથી દૂર, અને જે ધાસ્તીથી દૂર, તેમાં છે ખુદાઈ શુર.

———




૧૨૨ પારકાનું કામ માથે લઈએ તો કોઇને દાઢીયાંનો ફાયદો દેખડાવીએ, પણ દાઢીયું ગજવાંને નહિ દેખડાવીએ.

૧૨૩ તમારાં પ્રમાણીકપણાથી તમોને એક હાથ તર્ફ ખુદરત કસી જોય; અને બીજા હાથ તર્ફ અનેક કામો મલતાં રહે, માટે, સર્વેના શોખનને "હા" નો એલકાબ આપશો; કારણ જે માણસ પોતાના જીગરમાંથી ફકટ 'હા' નો સોખન કાઢે, તે માણસ આખેરીયત તમામ ચીતારને વશ કરે છે.

૧૨૪ કામથી અરધીનો ફાયદો નહિ, મળે, છતાં સંતોષ રાખીએ. કારણ, હરેક કામથી, માહીતગારી મળે છે; દુન્યાના તરેહવાર જાતના રંગો તપાસવાનું મળે છે; અને માણસાઇ પીછાંન. કેમ કરવી, તેનો ખ્યાલ થાય છે.

૧૨૫ તમારૂં પ્રમાણીકપણું, ભલાઈ, નમનતાઈ અને કુનેહ ચાર ચીજો સૂર્યની તેજી રોશની છે! કે જે રોશની રાત દીન દરેક જગ્યાપર પંથરાતી રહે છે. અને વળી ભલાશેહનશાહનાતખ્તપર જવાને પણ લેશભાર ઢીલ કરતી નથી.

૧૨૬ પ્રમાણીકપણું અને સચ્ચાઇપર ગરૂર નહિ રહીએ; પણ નમનતાઇપર જાવેદાંન સુધી ગરૂર ( મુસ્તકીમ ) રહીએ.

૧૨૭ પારકાનું કામ બજાવી દૂર રહેવું, પણ, ઊપકારની લાગણી દરશાવી નીચ મતલબ સારવી નહિ.

૧૨૮ ભલાઇ કરીએ, પણ ભલાઈના બદલાપર બેસી, આપણું જાતી ભવિષય ખોવું નહિ.

૧૨૯ ઊપકારનો બદલો અપકારમાં મલે, તો, ફિકર નહિ, પણ તેને દાખલો બેસાડવા ઊપકારની લાગણી પડતી મૂકવી નહિ.

૧૩૦ નીચ મતલબ સારીને પેટ ભરીએ, તેના કરતાં, ઘરનો સુતરો ખોરાક ખાઇએ તો જીગરમા ખુદરતી તાકાત મલે.

૧૩૧ કોઇના ફરમાવેલાં કામપર, એકથી વધુ વાર ખુલાશો માંગીને ઢીલ કરીએ, પણ કામ બજાવતાં કોઇ રીતની ઢીલ કરીએ નહિ.

૧૩૨ તમારા કામનું દુર અંદેશીપણું જાલવતા રેહેજો; પણ વહેમી માણસોના વિચાર જાલવશો નહિ.

૧૩૩ તમો ચોક્કસ કામે બહાર જાવ, તો, કામનો ભરમ પણ ( ચોક્કસ ) રાખજો.

૧૩૪ આપના હાથમાં એક ચીજ પકડવી, એ કાંઈ શરમ નથી. પણ ખાલી હાથને શોભાવવાનું એક ફાયદા ભરેલું હથીયાર છે

૧૩૫ પઢેલ માણસ કરતાં કરેલ ચરત, અને કરેલ કરતાં ફરેલ ચરત.

૧૩૬ ગમે એવો એક માણસ ચોપડીનો કીડો હોય ( બેહદ અભ્યાસવાલો ) તેનાં કરતાં, કરતો કાવતરો આદમી વધુ ચાલાક છે, અને કરેલનાં કરતાં, દુન્યાની ઠોકરો ખાનાર અને રંજખેંચી અનુભવ મેળવનાર 'પાવંડો છે, કે જેની આગળ દુન્યા 'મુંગું પક્ષી' છે, પણ તેની પીઠ પાછળ 'ઊડતું પક્ષી' છે.

---

## લાચારી.

૧૩૭ લાચારી, ખુદરતી આફ્ટ અને તલવારનો ઝટકો, ખમી શકાશે પણ કોઇનો નાહકનો 'સંતાપ' ખમાશે નહિ.

૧૩૮ તમારી લાચારી વખતે ખોરાક નહિ મલે, તો મગજપર કાબુ રાખી પાણી જેવા નિર્મળ ખોરાક પર રહેજો.

૧૩૯ લાચારી ભરૂસેદાર શખ્શ વગર કોઇને પણ દરશાવશો નહિ.

૧૪૦ સુતરા ખોરાક પર, વખત ગુજારી, ખરાંઃ અંતકરણથી તે દાતારના શુક્ર ગુજારજો. સર્વે સાથ ખુશ ચહેરો રાખતા રહેજો! તમારા જીગરને એક વેળા સંતોષ જેવી ચીજ મળી કે દુન્યાની લાલચો વશ થઇ, અને ખુદરતી શકતીએ પાદશાહી મેળવી, એમ જાણજો.

૧૪૧ સબુરી રાખવી તો બેહદ મુશ્કીલ છે, પણ તેનાં ફળનો મીઠાસ આ દુન્યામાં મળતો નથી.

૧૪૨ સેંકડો રંજો મલે, પણ સબુરી રાખો અને તેનો બદલો ફક્ટ ખોદાની દરગાહમાં માંગો. બક્ષેસ કરનાર નામવાલો **તે** છે!! ઇન્સાફનો ચહાનાર માત્ર તેજ છે!!!

૧૪૩ જેમ એક તાડના ઝાડને સીધું ઉગતાં અનેક મુશ્કેલી માર્ગમાં પડે છે, અને આખરે તેનાં પાતરાં તેની ટોંચપર જઇને ઊગેછે. અને ત્યાર બાદ દુન્યાના વૃક્ષો (ઝાડ) સાથ ટક્કર ઝીલે છે.

૧૪૪ તેંમ, તમો શુક્ર કરનારા શખ્સો! મુશ્કેલી દરમ્યાન સબુરીથો સીધો રસ્તો કાપજો, તમારૂં શરીર એની માફક રાખજો, અને દુખના દરીયાનું માથાંપર ચોમેર તાજ નમાવી, ખલકતના લોકને જાહેર કરશો.

———



## ખોરાક.

૧૪૫ તરેહવાર જાતના મીશતાનો લઇએ, તેના કરતાં એક ચીજ ખાધી તે, સાત ચીજની બરોબર છે.

૧૪૬ મીટ ( માંસ ) નો ખોરાક લઈએ તેનાં કરતાં વેજી-ટેબલનો ખોરાક કીંમતી છે.

૧૪૭ ૧) વેજીટેબલથી પારકું લોહી આમેજ થતું નથી; ૨) એ ચીજ મગ્જને વિકરાળ કરતું નથી; ૩) તબીયતમાં હમેશાં સુધારો થતો રહેછે ૪) પૈસાનો બંચાવ થાય છે.

૧૪૮ જયાં ચલણ નહિ હોય ત્યાં તમારી ફરજ સમજીને કામ લેવું, પણ, ખોદા ખાતર તમારે લીધે, કુટુંબને હરકત પહોં-ચાડવી નહિ !

૧૪૯ ચરબીવાળા ખોરાકથી દુર નહિં રહીએ, તો તનમાં ન ધારેલાં દુઃખ ઉત્પન થાય છે.

૧૫૦ નીયમીત અને થોડો ખોરાક લીધાથી કામપર ચાલાક થવાય છે, અને પાચન શકતીમાં બિગાડો થતો નથી.

૧૫૧ મોંઢાને દુન્યાના મેવા ગમે, પણ તેના ગુણો તંગીમાં માલુમ પડે.

૧૫૨ પાંચ માણસમાં ખાવાનું ઇજ્જન હોય તો હાથને તકલીફ આપો તેના કરતાં, તમારી વિચાર શકતીને વધુ તકલીફ આપજો. સબબ, માણસાઇ પીછાન ખાનુંવેળા સારી રીતે થાય છે!

૧૫૩ ખાનાપર બીજી ચીજો કરતાં પાણી લેવું ગુણકારૂં છે, પણ તેનો ગુણ થોડાને માલુમ છે કે જેઓ તેની આગળ જાય.

૧૫૪ ખાનું હમેશા ધીમે લેવું અને ત્યારબાદ ફરહર કરવું કે જેથી તબીયતમાં ગેરફાયદો નહિ થાય.

૧૫૫ ડાકેલા આદમીએ એકદમ પાણી લેવું નહિ અને એકી તાંસે તે પીવું પણ નહિ.

૧૫૬ ખાનાં નજદીક કોઇપણ પ્રાણી યા બાળક આવે તો તેને, પહેલાં તે ન્યામત ચખાડવી.

૧૫૭ માણસને દુધનો ખોરાક ઘણી વેળા પાચન થતો નથી; તેથી ગોટે ગોટ લેવો ગુણકારો છે.

---

## કાયદા.

૧૫૮ કાયદાપર અમલ કરજો પણ તેનો અનાદર કદી કરશો નહિ.

૧૫૯ કાયદાથી જે ઉલટું ચાલે તેને પહેલાં કાયદા બતલાવી પગલું આગળ ધરવું.

૧૬૦ ધર્મ ગુરૂનો, પેગમ્બરસાહેબનો, ઉસ્તાદનો, માત પીતાનો, શેઠનો હોકમ કદી તોડશો નહિ.

૧૬૧ દુન્યાની રાહ રસ્મ પ્રમાણે, જે ઊલટું હોય, એવું તમો જાણો, તો, તમારી ગરીબાઇ વખતે ચુપકીદી પકડજો.

૧૬૨ નીચ આદમીની ચુંગાલમાં જો એક ગ્રહસ્થ ફસી જાય, કે જ્યાં તેણે ગરૂરીથીકાયદા તોડયો હોય, તો, તેની સાથે નમનતાઇ વાપડવામાં ફાયદા છે; એમ નહિ કરીએ, તો ગ્રહસ્થપણાને નીચું જોવાનો વખત આવે!

૧૬૩ કાયદા સર્વેને લાગુ પડે, પછી તે હોય શેહેનશાહ યા ફકીર.

૧૬૪ કાયદાને માન આપજો, પણ જ્યાં ચલણ નહિ હોય, ત્યાં નીરદોષ બાળક માફક રહેજો! જ્યારે તમારા હાથમાં કાબુ આવે, ત્યારે અદના તેમજ આલા બંનેને બતલાવતા રહેજો. અને જીંદગી તલક ખરા કાયદાથી કામ લેજો, નહિતો કાયદાનો ભંગ કીધેલો કેહેવાશે, અને ખોદાની ખફગી શીરે ઉતરશે.

૧૬૫ જે દેશમાં યા કોમમાં કાયદા નહિ હોય, ત્યાં દુન્યાની રીતી નીતી જેવું કદી હોયજ નહિ.

૧૬૬ જે માણસ પોતાના માત પીતાને માન આપે છે, અને ખોદાને હરેક કામપર, પોતાની ઝબાંન ઉપર રાખે છે, તેમાણસ જેટલો કાયદામાં પુરવીન છે, તેટલો બીજો કોઇજ નથી.

## લગ્ન:—

૧૬૭ હમેંશા જુવાન વયે સૌએ લગ્નના ગાંઠથી જોડાવું બહેતર છે!

૧૬૮ લગ્નના ગાંઠથી એક બીવકુફ આદમી અને ઉછાછલો આદમી હમેંશા ઇજજત આબરૂમાં રહે છે, અને ગુજરાનનું સાધન ખોલી કાઢવાને ઢીલ કરતો નથી.

૧૬૯ છોકરીના માબાપ તરફથી જે હકક (વાજબી) મળતો હોય, તેજ, ફકટ, મરદે સ્વીકારવો જોઇએ.

૧૭૦ જો એક જવાંન, લગ્નના સમયે છોકરીના માબાપને ઉલટું સુલટું સમજાવી રૂપીઆની માગણી કરે (જેનાપર તેનો દાવો નહીં ચાલતો હોય) તો, તે જવાન, પોતે વેચાયલો કહેવાય; કારણ કે છોકરીના માબાપે રૂપીઆ આપી ખરીદ કીધો (જેંમ રૂપીઆ ખર્ચી એક ચીજ ખરીદી લેવાય છે તેંમ) માટે ઉધરતા જવાનો! જાતી બુધ્ધીથી ખ્યાલ કરશો.

૧૭૧ પૈસાપર કુદકો મારવો તેના કરતાં, ખાંનદાની આદમી પર, કૂદકો મારવો જીંદગી સૂધી ધરખમ આસરો છે.

૧૭૨ લગ્નની હોંસ સૌ કોઇને હોસ, પણ, ભવ ગુજારવો દુઃખ-દાયક હોય છે.

૧૭૩ જયાં સૂધી તમારો પગ, મકકમ હોય નહી, ત્યાંસૂધી સંપુર્ણ વિચાર વગર પગલું ભરસો નહી.

૧૭૪ પરણી રહયાબાદ, જોડાંમાં કોઇ રીતની ભાંજગડ પડે, તો, માબાપો ગુનાહને પાત્ર નથી.

૧૭૫ જે લગ્નનો કાલ તોડે તે આ જેહાનનો અને ખોદાનો ગુનેહગાર છે.

૧૭૬ લગ્નનો કૉલ તૂટે, તો, પંચના અકાબરોએ છૂપી ખબર લેવી, પણ એ પગલું બહાર જવા દેવું નહી.

૧૭૭ લગ્નના આશીરવાદ દીધાબાદ હમેંશા ધર્મ ગુરૂએ, વાયજ આપતા રહેવું, અને તેની બારીકી મગ્જપર ઠસાવવી. જેથી તે જોડાંને સુખી અને સફળ જીંદગી, કેંમ અને કેવી રીતે ગુજારવી, તેનો મગ્જપર અસરકારક છાપ બેસે.

૧૭૮ લગ્નપર હમેશાં સખાવતનો દરવાજો ખોલવો એના જેવાં શુભ સગન અને દુવા બીજી નહી હશે.

૧૭૯ જો એક બળતો દિવો પવનના સપાટાથી ગુમ નહી થાય, અને ચોમેર અંધારૂં નહી થતું હોય, તો લગ્નના ટાંકણે હજારો રૂપીઆનો ધુંમાડો કરી લોકોમાં રંગ જમાવવો બહેતર છે.



## દોસ્તી.

૧૮૦ એક ગાફેલ આદમીની દોસ્તી કરીએ, તેના કરતાં મરનાર આદમી સાથ દોસ્તી કરવી કીમતી છે.

૧૮૧ નાદાંન દોસ્ત કરતાં દાનાવ દુશ્મન ભલો.

૧૮૨ નાદાંન છોકરાની દોસ્તી કરીએ નહિ, અને તેને ભરમ આપીએ નહિ, નહિ તો બે ઇજ્જત થવું પડે, અને ઘણી વેળા જાન, હાથથી જાય!

૧૮૩ દોસ્તી તો નામે ખરાબ છે, પણ રાખવી હોય, તો મલાજામાં રહેવું, પણ કોઈની દોસ્તીમાં, કામ છોડી ચકચૂર થવું નહિ.

૧૮૪ પૈસાદારની દોસ્તી કરીએ, તો, તેની માફક તમારે થવું જોઇએ અને વખત આવવે ગંમખાર હાલતનો વિચાર પણ રાખવો જોઇએ.

૧૮૫ બેરાદર! જેહાંનમાં કોઇ તમારો દુશ્મન થતો હોય તો પહેલાં દોસ્તોથી છે.

૧૮૬ દુશ્મનોનું લશ્કર આગળ પાછળનહિ રાખવું હોય, તો દોસ્તી કરો નહિ.

૧૮૭ દોસ્તી કરવી સહેલ છે, પણ નોભાવવી મુશ્કેલ છે.

૧૮૮ ખરો દોસ્ત તેને જાણો કે તમારી રૂબરૂ વાખવાખીકરે નહિ.

૧૮૯ જે દુશ્મન તમારી ખરી એબને બહાર લાવે અને તેપરથી તમને જે ધડા મળે તો તે દુશ્મન નહિ, પણ સલાહ-કારક દોસ્ત કહેવાય!

૧૯૦ દોસ્તી રાખતાં જુગ જુગ વહી જાય, પણ એક મીનીટમાં તેનો અંજામ (છેડો) આવે.

૧૯૧ ખરાબ દોસ્તોમાં ફર્યાથી ઇનશાંન શુભ લક્ષણ ભૂલી જાય છે. પોતાના કામ પર બીલકુલ ધ્યાન આપતો નથી, અને એશ આરાંમમાં પોતાનો વખત ગુજારે છે! જેનાં માઠાં ફળ, તરેહવાર રીતે પાછળથી નીપજે છે!

૧૯૨ સલાહ કારક દોસ્ત બે મળે, પણ આડો રસ્તો દે-ખાડનારની ગણતરી પણ નહિ થાય.

૧૯૩ માણસોની સંપુર્ણ પીછાંણ થયા બાદ દોસ્તીનું સારૂં રાખો; જેથી તમારા જાતી ગુણોમાં વધારો થાય અને હિંમતથી તમો આગળ વધો.

૧૯૪ જે દોસ્ત તમોને મતલબથી ઢાંકવા માંગે તેની સાથે દૂરથી વહેવાર રાખો!

૧૯૫ નવસો દોસ્તનું મંડળ બનાવો તેના કરતાં નવ દોસ્ત એવા રાખો કે, તેઓની ગરજ સારે.

૧૯૬ * નવનો આંકડો શુભ છે, કારણ કે—નવના પાવરાની તદબીર ઓરજ દીસે છે.

* ૯ નો ટેબલ આખો બોલવો અને જે આંકડો આવે તેનો સર-વાળો કરવો તો પાછા ૯ આવશે ૯×૨=૧૮ (૧+૮=૯) તેમજ નવ પા, નવું અરધુ ને નવ પોનું નો જે હિસાબ આવે તેનો પણ સરવાળો ૯ આવશે.

૧૯૭ દોસ્તી નામે પસંદ નહિ કરતા હો, તો, જીંદગી તલક એક '**દોસ્ત**'ને પકડી રાખજો! જે દોસ્ત દિન રાત તમારી આગળ રહેશે; જેને તમો જોશો નહિ, પણ તે તમોને ગુપ્ત જોશે; જે વાત કરશે નહિ પણ ગેબી નસીઅત કરશે; જે યારી (મદદ) દેનાર છે, પણ યારી લેનાર નથી; તમો તેના દુશ્મન થાવ, પણ કદીબી તે દુશ્મન નહિ થાય!

૧૯૮ મકકારી જેહાંનમાં એવો વફા દોસ્ત હોય, તો, જેહાંન, જફા શું કરવા ખમે?

૧૯૯ દુશ્મનથી ડરો તેના કરતાં દોસ્તથી વધુ ડરો!

૨૦૦ જ્યાં સૂધી જાંણીતા ગુણોના ઝાડના થડપર,કલમ કરવામાં આવતી નથી ત્યાં સુધી તેની ખરી પીછાણ થતી નથી, તેંમજ દોસ્તી પહેલાં દેખાવથી હોતી નથી પણ આસ્તે આસ્તે કામનો સંબંધ રાખવાથી ખરી દોસ્તીના ગુણો માલમ પડે છે!






૨૦૧ જે કોઇ બીજાને દુખ દેય, તો તેને ઘટેચ કે અગર મને કોઇ દુખ દેય, તો કેવું લાગે છે!

૨૦૨ કોઇની એબ ઉંઘાડવી હોય તો ખરડેલી આંગળીને સાફ કરી એવું કામ કરતા રહેવું.

૨૦૩ ખોદા એબનો ઢાંકનાર છે, તો પછી ઇનશાંનની શું જરૂર છે?

૨૦૪ ખોટી રીતે જે દોસ્ત કોઇની એબ ઊંઘાડતો હોય તો તેનું સાંભળશો નહિ, નહિ તો વખત આવવે તમારી એબની સુગંધી બીજાને મળતી રહેશે!

૨૦૫ પોતાની બડી ઢાંકી સંતોષ પાંમવો પણ પારકાની બડી માંથે લેવી નહિ!

૨૦૬ કોઇનો ભેદભરંમ જાણો તેના કરતાં તમારા અંતઃકરણનો ભેદ જાણવાની પહેલાં કોશેશ કરો!

૨૦૭ કોઇની મશ્કેરી કરોએ નહિ, અને કરીએ તો સર્વેજણ (ઊંચયાનીંચ)ની ખમી જઇએ!

૨૦૮ કોઇની હસાઈ કરવામાં માન સમજતા, હો, તો મંડળીમાં, તમો અપમાન પણ સમજતા રહેજો!

૨૦૯ ગ્રહસ્થપણું વાપડતા હોતો, પહેલાં ડોક, નીચી રાખી, સર્વેને માન મરતબો, અંદાસર આપતા રહેજો; અને હરેક જણ-સાથ દયાની નજરથી જોજો, તો, એમાંજ, તમારી ખરી પીછાણ છે!

૨૧૦ લોકોના કહેવાપર અને બોલવાપર ભરોસો રાખ્યે નહી; રાખ્યે તો મળેલો લાભ પણ જતો રહે.

૨૧૧ દોસ્ત આસ્નાઓપર અને કુટુંબમાં પણ ભરોસો બારીકીથી મૂકજો! આ બે દિલ, બે વફા જમાનાએ, ભલા ભલાઓના મગજપર કાબુ લીધો છે, માતે ચેતીને ચાલશો.

૨૧૨ જેટલું આપ બળથી કામ થાય છે, અને દુન્યામાં નામના મેળવાય છે, તેટલું પારકી મદદથી કદી થતું નથી.

૨૧૩ કામમાં બે દરકાર રહો, અને ચોકસ વખતે તમારી નેમેલી ફરજ અદા નહી, કરો, તો, માર્ગમાં ઓચીંતી આફતો મળશે, અને કામમાં વધુને વધુ રોકાણ થશે.

૨૧૪ તમારૂં વચન એક રાખજો; જે મોઢેથી બોલો તે પાછું ફરશો નહી. કારણ, એક સોખનના માણસ આગળ સેતાનનું તમામ કૌવત નાબુદ થતું જાય છે. તેમજ આ દુન્યાના બંદીખાનાની તેને જરા પણ ધાસ્તી હોતી નથી.

૨૧૫ તમારી કબુલેલી ચીજપર કોઈ રીતનો દગો જાહેર થાય, છતાં સામાં ધણી સાથ કોઇ પણ બાબદપર ઉતરવું લાયક નથી. પણ તેને રાજી રાખી, ખોદાની અદાલતમાં તેનો બદલો માંગો!

૨૧૬ પાંચ દિવસમાં એક ચીજ થતી હોય તો પહેલાંથી એક અડવાડીઆંનો ભરોસો આપો; અને તે ચીજ જલદીથી બજાવી, સપુ-રદ કરજો.

૨૧૭ જૂઠા વાયદા આપીએ નહી, કે, જેથી કામનું દાંમ કપાયે નહી.

૨૧૮ કામપર ચોકસ હશો, તો, સેંકડો કામો, એકલે હાથે બજાવી, પાછા ફારેગ થશો; અને વળી મગ્જ એટલું શાંત રહેશે, કે, તમારાં કીધેલાં કામનો ખ્યાલ વટીક આવશે નહી.

૨૧૯ જો એક ઘડીઆળ, પાંચનું હોય, યા પચાસનું હોય પણ તેને ચોકસ ઠાંઇમે એક હાથથી ચાવી આપવામાં આવે, તો કોઇ રીતનો ફરક માલુમ પડતો નથી, અને લાંબો વખત જવાબ આપે છે.

૨૨૦ તેવીજ રીતે તમારા અંતઃકરણના સર્વે સાંચાઓને ચાવી આપી એવા ચલાવતા રહો, કે, હરઘડીએ હરેક કામને ખાતર તમોને ચોંકેલા (હુશ્યાર) રાખે!

૨૨૧ એક મહાભારત કામ કરો, તો આગળથી વિચાર કરો; જમણી અને ડાબી બાજુની કુંનેહ હાથ કરો; તમારી હાલત તરફ નજર ફેંકો; અને, ત્યારબાદ જો તમારામાં હિંમત આવે તો, ફકટ ખોદાની મદદ માંગો! બીજાઓની પરવાર કદી કરો નહિ! અને સર્વે બારીકી હાથ ધરી, યાહોમ પગલું બહાર કાઢો, માર્ગમાં બેહદ મુશ્કેલી મળશે, પણ કદી ગુંચવાશો નહિ, અને પાછો રસ્તો લેશો પણ નહિ, તોજ તમારૂ બીછાનું સુખ શાંતીમાં કરશો!

૨૨૨ કોઇ પણ પુંણ્યનું કામ કરતાં તમારી મદદે નેક આદમો થોડાં મળશે, માટે તમો મુસ્તકીમ રહેજો. જ્યાં ખોદા પાધરો છે ત્યાં તમારો વેરી આંધળો છે!

૨૨૩ નજીવાં કામને ખાતર પણ વિચાર કરીએ, જેથી બીજાં કામો કરવામાં તમોને કિંમતી મદદ મળતી રહે!

૨૨૪ તમારા કામમાં સુજ પડતું નહિ હોય તો પાંચ સારાં અને કુનેહ માણસોની નસીએત લઇએ, અને જાતી હુશ્યારીથી તેનો 'તોર' શોધી કાઢયે!

૨૨૫ કેઇ ચીજ કરવી, અને કેઇ ચીજ નહિ કરવી, એને માટે તે હક્કતાળાએ દરેકને ચશ્મ ખુલ્લી આપી છે!

૨૨૬ અજાણ્યા આદમીની મુલાકાતે જઈએ તો ઘરમાં દાખલ થઇએ, તેઆગમજ બહારથી ઇશારતમાં કામ લેઇએ; એમાં ખરી સભ્યતા છે!

૨૨૭ ઘરે મુલાકાત કરનાર શખ્સને પહેલાં બેઠક આપીએ, ત્યારબાદ ગોફતેગો કરીએ. પણ કદી નજરથી વાત કરીએ નહિ; પછી તે હોય લાચાર યા પૈસાથી ભરપુર!

૨૨૮ જે માણુસ હરેક કામમાં દૂર અંદેશી હોય, તો, તે પોતાના ઘરમાં ફુલની સુગંધી રોજબરોજ પાથરેલી રાખે છે!





## તબીઅત

૨૨૯ તબીઅત આગળ દોલત ચાલતી આવેછે!

૨૩૦ જેહાંનના લોકો ત્રણ દુઃખ ભોગવે છે, જેમાંનું પહેલું ખુદરતી, બીજું કોદાળી મારીને લીધેલું (એટલે જાણી જોઇને લેવુ) ત્રીજું નીચ આદમીઓનો નાહકનો સંતાપ (દુઃખ).

૨૩૧ ખુદરતી દુખનો ઉપાય ખોદા ગુપ્ત કરે છે, માટે એ બાબદ સબુરી રાખજો! તમારૂં દિલ ખાલેસ છે તો પછી તમોને કશી ધાસ્તી નથી!

૨૩૨ જાણી જોઈને લીધેલાં દરદનો ઉપાય હજારો પૈસાની ધુળ-ધાંણી કરેછે, છતાં દુઃખ દફે થતું નથી.

૨૩૩ એક બિમાર આદમીની સારવાર ઘણીજ શાંત રીતે કરવી, પણ તે પર ઘણો વહાલ દેખડાવીએ તો, પાંચ દહાડે જતું દુઃખ, પંદર દહાડા સુધી દફે થાય નહિ.

૨૩૪ સાધારણ બીમારી પર ઘરના ઉપાયો લાગુ પાડવા, પણ ઘણી ગડબડ, એવી વખત સારી નથી.

૨૩૫ જો એક બિમારી નહિ જતી હોય, તો, જાણીતા દા૦ ની ટ્રીટમેંટ લેવી, પણ ગભરાત કરી પાંચ દાકતરને બોલાવ્યે તો કેસમાં બીગાડો થશે, અને બિમારના મગજ પર વણી માઠી અસર થશે!

૨૩૬ તમારાં સાધારણ દુઃખને યાદ કરો, તેના કરતાં, તમારાં કામને પહેલાં યાદ કરો.

૨૩૭ તમો ન, ધારેલી રીતે દુઃખ, ખમતા હો, અને તમારી સારવાર અર્થે કોઈ નહિ હોય, તો હિંમત રાખી, તમારાથી, બીજા વધુ દુઃખીઓનો વિચાર કરો! એવો મઝબુત દાખલો મગજ પર બેસાડી તે દાતારને ગુપ્ત અરજ ગુજારો! જેથી દરદ તમારૂં ઘર મુંગે મોઢે છોડી જશે!

૨૩૮ કોઇપણ દરદનો ઉપાય કરો તેના કરતાં આગળથી અટકાવ કરો.

૨૩૯ ઘણી વેળા ઇનશાનોનું દુઃખ વાજીંત્રથી દરૂ થઇ શકે છે! સબબ, વાજીંત્રના મધુર સરોદો તે બીમાર શખ્સના વિચાર તરફ જવાથી, તે, પોતાનો દુખનો ખ્યાલ કરતો નથી; જેથી ધીમે ધીમે તેને શાંતી મળે છે!

૨૪૦ દુઃખ થાય તો હરકત નહિ, પણ એક વેળા દુઃખનો વિચાર મગજપર સાબેત થયો, તો, બેહદ વધારતી છે.

---



## ગરેહ.

૨૪૧ ગરેહ એટલે સંપુર્ણ રીતે આફત ભોગવી ગરાવાનો વખત

૨૪૨ ગરેહ અને પનોતી-ચોકસ વખતનાં હોય છે. (જેમ એક બંદીવાનને ચોકસ વર્ષની ટેપ મારવામાં આવે છે તેમ)

૨૪૩ ગરેહના વખતે, જે માણસે પડતાં દુખનો અનુભવ મેળ-વ્યો, તેને જીંદગીનો અનુભવ મળ્યો, એમ જાણો!

૨૪૪ એ બદ સીતારો ઇનશાનને હરેક નજીવા કામને ખાતર પણ વમળમાં નાંખે છે; રોજીના રસતા બંધ થાય છે; અને ઉંધડે કે ખુદરતી રીતે પાછા બંધ થઇ જાય છે.

૨૪૫ પ્રમાણીકપણાંથી અને ચોકસાઇથી એ સીતારમાં, ઇનશાંન ગારેલ થઇ જાયછે; અને રંજ ખેંચતાં, ગંજ મળતો નથી.

૨૪૬ જ્યાં સૂધી સીતારો બદલાય નહી, ત્યાં સૂધી દરરોજ ન ધારેલી આફ્ટો પડયા કરશે. અને પૈસો મેળવેલો હાથમાંથી જતો રહેશે.

૨૪૭ એવા વખતે કામ હાથ ધરોતો, પંદર વખત વિચાર કરો; અને નહી તો, ઘરના ખુંણે બેસો.

૨૪૮ દુન્યાના સમાગમમાં કદી આવશો નહી; ઇજ્જતથી બે ઇજ-જત થવાનો વખત આવશે; તમારી કદરનો ઇન્સાફ કોઇ આપશે નહી.

૨૪૯ એ વખત ચાર જાતનું દુઃખ ખમવું પડશે, એક કુદરતી, બીજુ, ન ધારેલીરીતે તબીઅતનું, ત્રીજું પડતા વખતનો નીચ લાભ લેઇ વગોવવાનું, ચોથું ખરી ખંત છતાં-રજક રોજી બાબે ગમખાર હાલતનું

૨૫૦ આ વખતે, સબુરી રાખજો, અને કોઇ સાધન મળે તો નીભાવ કરજો જેથી મગ્જને થોડી ઘણી તાજગી મળે!

૨૫૧ તમારી ચાલ બદલાયા પછી તમારાં ભલાંને કાજે કોઇ હાથ પકડીને લેઇ જાએ!

૨૫૨ જેમ એક ઝાડનું પાંદડું કયારે ઉગશે અને કયારે ખરી પડશે તેની ખબર નહી પડે; તેમ, નસીબ કયારે સુએ અને ઉઠે, તે કેમ માલુમ પડે?

૨૫૩ કમનસીબે, ભલું કામ કરતાં અડધી મળે નહી પણ અડધી ગજવાંમાંથી કાઢવી પડે.

૨૫૪ જેમ બદવખત પૂરો થાય તેમ, બેહદ આફટો (જીંદગીમાં જોયલી નહી હોય અને સાંભળેલી પણ નહી હોય) પડતી રહેશે.

૨૫૫ એક પછી એક ચાર દિશાનો ફટકો ખમાય, પણ ચાર દિશાનો સાંમટો ફટકો પડે તો ઇનશાન દિવાનો બને.

૨૫૬ જેહાંનમાં કોઇ તકદીર ખોલતું હોય તો ખોદાને તદબીર બતલાવવા સૌ કોઇ નીકળે!

૨૫૭ સ્વપ્નાની તાસીર જોઇએ, પણ તકદીરની તાસીર જોઇએ તો જોરેમંદ આદમી નાતવાન બને!

૨૫૮ તમારા બદ વખતે, ખોદા પાસે યારી માંગતા હો, તો, ખરાં એકીનથી બંદગી (ચોકસ) કરવાનું જારી રાખો તો તમને અનેક ફાયદા છે! તમારી સબુરીનું જોર તથા અક્કલનું કૌવત વધતું રહેશે!!

૨૫૯ ગરેહ કરતાં ગરીબાઇ લાખ દરજ્જે, બહેતર છે!

૨૬૦ બદ વખત બૂઢાપણાં કરતાં, જવાનીમાં હજાર ઘણો શ્રેષ્ટ છે.

૨૬૧ સો, પડે ને એકે ગણે નહિ તેના જેવો કમબખ્ત બીજો નહિ હશે! કારણકે ખુદરતી આફ્ટ, બોદા તાલાની કીંમતી બક્ષેશ છે. જે ફકત ખરો ચિતાર તેના ખ્યાલમાં ઊતારે છે!

૨૬૨ બૂરા વખતે જે માણસ બૂરાઇનો વેશ લીએ તો તેણે શિક્ષાની લાકડીને, ચોરી કીધી એમ જાણો.

૨૬૩ આસમાની ચક્ર જ્યાં સૂધી શીરપર લટકેલું હોય, ત્યાં-સુધી, ધીરજ રાખી નેકીમાં મશ્ગુલ રહીએ તો, ચક્ર ‌વિત્યાબાદ, આ જેહાંન, કેવા રંગ, રૂપ, ધારણ કરેછે તેનો વિચાર કરવાની ફરજ ફરીથી પડે નહિ!

૨૬૪ આસમાને જે બનાવ બનવા માટે ચોકસ લેખ માર્યા છે ત્યાં સર્વે જણ લાચાર છે!

૨૬૫ આ બેઢંગી આસમાનનો એવોજ રવઇઓ છે, કે એક માનવીને કબી આસમાનની ટોંચે ચઢાવે અને કબી સીહા ખાક કરતાં નીચે આટવી નાંખે!

૨૬૬ જમાનો પોતાના ફાંટા મુજબ એકને ગંજ બક્ષશી શેહેન-શાહ બનાવે છે, અને તે ફાંટો ફરતાંજ તેના પાઉંમાં બેડી નાંખી બંદીવાન કરે છે.

૨૬૭ આ બેવફા આસમાન જ્યારે કોઈની પેશાની (નિંદાર) પર, મહેરબાનીના હાથ પસવારે ત્યારે નિશ્ચય માનવું કે તેની પીઠ પછવાડેથી એવી તરાપ મારશે કે તે બિચારાને ધરતી પણ જગા આપશે નહિ!

૨૬૮ એ પ્રીય વાંચનાર! એની બક્ષેશ પર ગરૂર ના રહો; એની બશેશની હથેલી પર માવો છે; પણ હથેળી તળે,સેંકડો જાતની રંજો, સફ સમારીને ઊભેલી છે.

૨૬૯ આ દુન્યામાં કોઈપણ આદમી સુખી નથી; જેની પાસે સરબત છે તેની પાસે પીવાનું કપ (પ્યાલું) નથી, અને જેની પાસે કપ છે તેની પાસે સરબત નથી. (એટલે કે જેને ત્યાં અક્કલ હોય, ત્યાં પૈસા નહિ, અને પૈસા હોય ત્યાં અક્કલ નહિ!





## બૂરા હવસો.

૨૭૦ દિલના બૂરા હવસો, એ, હેરેમનની શકતી છે, અને દિલના નેક વિચાર એ ખોદાઇ શકતી છે!

૨૭૧ હેરમેન કાંઇ ચાર પગ અને બે માથાં ધરાવતો નથી; અગર ધરાવે તો, આ જેહાંનના બૂરાં માણસો છે!

૨૭૨ પરવરદેગારે દરેક જણને ભલી તેમજ બૂરી શકતી આપી, આપઍખત્યાર બનાવ્યાં છે. માટે ઇનશાંન જે તબકકાપર રચાશે, તેવાંજ તેને ફળ મળશે!

**૨૭૩ નેકી બદી દાનો હય પેદા, વળી જયસા કરના વયસા ભરના, દુન્યામે ઠે રહેના, તું કહેના માન લેમેરા.**

૨૭૪ પહેલાં નેકી, પછી બદી જાહેર થઈ, માટે જેવું કરશો તેવુ-જ આ દુન્યામાં રહી પાંમશો! એમ તમો ખાતરીથી માનજો.

૨૭૫ જે શખ્સ ખોદાઈ માર્ગ પર ચાલ્યો તો હેરેમનનું નામ નિશાન હોતું નથી ( એટલે તે કાંઇ બૂરૂ કામ કરતો નથી. )

૨૭૬ જે શખ્શ ખોદાના ફરમાન મુંજબ ઉલટો ચાલે, તો હારેમનની બૂરી શકતી (એટલે બદનની બૂરી શકતી) તેનાપર ગાલેબ થાય છે! (એટલે બૂરી લાલચોને વશ થવું પડે છે.)

૨૭૭ આદમીના, બે હાથ, એક જમનો અને ડાબો, પણ આખરે જમનો હાથ, ડાબા હાથ પર ફાવી શકે છે!

૨૭૮ તેંમ જેહાંનના નેક મરદો! બે શકતીમાંની એક ખુદાઇ, અને બીજી હેરેમનની છે; પણ આખરે ખુદાઇ, હેરેમનની શકતીને જેર કરે છે (રાજય ભોગવે છે.)!

૨૭૯ જેવારે એક બૂરો માણુસ જાળમાં સપડાય છે, ત્યારે તેની બૂરી શકતી કામ કરતી નથી, પણ ખુદરતી શકતી તેને આજુરદ (દુખી) કરે છે.

૨૮૦ જો એક સારચો માણુસ કેઠે ફસી જાય, તો ખુદરત તેનાથી દૂરજશે નહી; પણ તેના અદલ એન્સાફથી કોઇ પણ પ્રકારે બંચાવી લેશે! માટે તમારો જાન '**એના**' પર ફીદા કરો!





## સ્વચ્છતાઈ (અશોઈ)

૨૮૧ તમારી બે બગલ કરણીની કેતાબ છે; જેમાંની–૧, અશોઇ અને ૨, અશોઇપર અમલકરી બીજાને અશો બનાવવા.

૨૮૨ તમારી પવિત્રાઇનો હિસાબ માંગતા હો, અને તેની પુરવારી જોઇતી હોય, તો રાત દિવસ તમારી કમરને પૂછતા રહો!

૨૮૩ જરતોસ્તી ધર્મ બાળ કરતાં બારીક છે! તો, સમજુઓ! ધ્યાન ધરો કે, અશોઇ એ તે શું ચીજ હશે!!

૨૮૪ પરવરદેગારથી બીજે આલા દરજ્જે તમો જોવા ઇચ્છતા, હો, તો, ફકટ અશોઇ છે.

૨૮૫ જો ધર્મની ક્રિયા કરતાં એક બાળ (નસો) ક્રિયાના કામમાં પડેતો, આખી ક્રિયા રદ બાતલ થાય છે! તેમ, જો, તમારી પવિત્રાઇ નહી હોય તો, ફરેસ્તાઇ ખસલતના વિચારો તમારા મગ્જને, તે, કયાંથી આવે?

૨૮૬ ખોદા પોતે અશોમાં અશો છે, ત્યારે આપણે અશોઇ નહી રાખ્યે તો, ખોદાના બંદા કયાંથી ઓળખાઇએ ?

૨૮૭ જો દુન્યામાં પવિત્રાઇની નીસ્તી હોત, તો, સેતાનની ખુદરતમાં હસ્તી હોત.

૨૮૮ અશોઇ ત્રણ જાતની છે–૧ તનની અશોઇ, બીજી મનની, અને ત્રીજી આત્માની અશોઈ.

૨૮૯ જેણે આત્માની અશોઇ રાખી, તેણે બહેસ્તની અશોઇનો પાયો નાંખ્યો.

૨૯૦ બાળની સ્વચ્છતાઇ તેલથી કરો તેના કરતાં નિર્મળ પાણીથી કરો તો બહેતર છે!

૨૯૧ જેમ જમીન પર ઘાસ ઉગેછે તેમ શરીર પર બાળ ઉગેછે!

૨૯૨ માથાંપર બેહદ બાળ રાખ્યે તો મગ્જને શાંતી નહિ મળે!

૨૯૩ જયાં સુધી એક ખેતરમાંથી ઘાસ કાપી કાઢવામાં આવતુ નથી ત્યાં સુધી તે ચોખ્ખુ માલુમ પડતું નથી તેમજ મગજપરથી બાળનો ભાર ઓછો થાય નહિ (કાપી નાખીએ નહિ) તો આચાર વિચાર સ્વચ્છ દીસે નહિ!

૨૯૪ જે બાળ ખરીને પડીઓ, તે નસો કહેવાય.

૨૯૫ જો પગ ઊંઘાડા રાખીને ફરીએ તો પગને નુકશાંન છે, તેમ જો માથું ઊંઘાડું રાખીને ફરીએ તો માથાંના ચોક્કસ ભાગને ઇજા થાય છે!

૨૯૬ નસો અંગ પર પડે અને તેનો ઉપાય, તુરત નહિ કરીએ, તો, માણસને અપવીત્ર તથા રોગી બનાવે છે!

૨૯૭ નખ ઘણી ઝેરી વસ્તુ છે; બદનની રસી (લોહી) નખમાં ભરાઇ જાય છે, જે આપણુને તેજ વખત માલુમ પડતી નથી!

૨૯૮ નખ મોઢામાં દાખલ થયાથી તેનું ઝેર અંદર ઊતરે છે, અને બિમારી પેદા કરે છે.

૨૯૯ કોઇપણ ચીજ દાંત વતી કરડીને ખાધાથી મોંઢાંની 'લબ' અંગ પર પડે છે; જેથી તે ચીકણો પદાર્થ શરીરને તંદરોસ્તીમાં બીગાડો કરે છે!

૩૦૦ દાંત તથા હોઠ હમેશાં સાફ રાખવા, નહિ તો એક ગ્રહસ્થને પણ ઘણી વેળા નીચું જોવાનું થાય!

૩૦૧ મોંઢાની ખરાબ હવા તમોને માલુંમ પડશે નહિ, પણ સામાં ધણીને તુરત માલુંમ પડશે, માટે, એ બાબે ચોકસાઇ રાખવી.

૩૦૨ તમારા હાથે કોઇબી રીતની સહેજ પણ રસી લાગે તો તુરત તેને સાફકરી બીજું કામ કરવું.

૩૦૩ બીંન સમજથી રસી જેવી ઝેરી વસ્તુની પરવાર નહિ કરીએ, તો, તેનાં ફળ મુંગે મોંહે આપનને ચાખવાં પડે!!

૩૦૪ ઓરતે બાળકનો જન્મ આપ્યા બાદ લગભગ ૪૦, દિન સૂધી અલાહેદાં રહેવું; એ તેના લાભમાં ઉત્તમ છે!

૩૦૫ બાળકનો જન્મ આપ્યા બાદ, ઓરતને પવિત્રાઇનું એટલે હદ સૂધી ફરમાન છે કે, જો, તેમાં સહેજ પણ કસુર આવી, તો, ખુદરતી રીતે, માંઠો બનાવ (કોઇ પણ પ્રકારની હરકત) બનવાને ઢીલ થતી નથી.

૩૦૬ દસ્તાન જે, છે, તે, ઓરતને રાહતના દિવસ છે, અગર કહો કે, એ, બીલકુલ અપવીત્રાઇના દિવસ છે.

૩૦૭ એવા દિવસોપર, જો, તેઓ જાણી જોઇને દૂર નહિ રહ્યાં બેદરકારી વાપડી, ખુદરતના માનને એક અપમાન તરીકે જાણ્યું તો બીજા ગુનાહ ખોદા તર્ફથી એઓ, માટે થોડાજ હસ્તીમાં હશે!

૩૦૮ જેઓએ (ઓરતોએ) બેબારીકીપર કાબુ લીધો, અને પરવરદેગારના ફરમાનને એક ફરજ સમજ્યાં, તો, તેઓ, અને તેમનાં ફરજંદ આસુદગીમાં રહ્યાં; અને તેમના શરીર પણ, પહેલવાનની મીસાલ થયાં એમ જાણજો!

૩૦૯ પહેલવાંન જે બને છે, તે ખોરાકથી નથી બનતો, પણ ખુદરતના કાયદાને બધી રીતે માન આપી, **'તેની શકતી'**ને પોતા તર્ફ ખેંચવાથી બને છે!

૩૧૦ જેમ, પારકાં માણસના ગુણની પીછાંણ આપણને, તુરત મળી શકતી નથી, તેમ પારકાં લોહીની શાબીતી ખોદા સીવાય બીજા કોઇને થતી પણ નથી.





## 'પાણી, ને, જમીનની સ્વચ્છતાઈ'

૩૧૧ પીવાનું પાણી હમેંશા સાફ રાખ્યે જેથી તબીઅતમાં બીગાડો થાય નહિ.

૩૧૨ પાણીમાં બેમાલુંમ કચરૂં, અને જીવજંતુ રહ્યાથી, તે જીગરમાં અનેક દરદો પેદા કરેછે.

૩૧૩ પાણીમાં નસો જેવી ચીજ નાખ્યે નહિ; અને કદાચીતને જોઇએ, તો તુરત તેને બહાર કાઢી નાંખ્યે.

૩૧૪ નદિ દરિયાના પાણીમાં, કશી રીતનો નસો જોવામાં આવે, તો તેને બહાર કાઢી, થોડું પાણી કોઇબી રીતે દૂર કઢાવીએ; સબબ તે થોડું બીગડેલું પાણી હજારો આદમીને નુકશાનકારક છે!

૩૧૫ થંડાં પાણીથી બદન સ્વચ્છ કરીએ, તો, સરદી પેવશ થાય; માટે, થોડું ગરમ પાણી બદનને ઘણુંજ ફાયદાકારક છે!

૩૧૬ ભીંનાશવાળી જગ્યાએ મુંકામ કરીએ નહિં અને ઇમારત કદી બાંધીએ નહિ.

૩૧૭ ખપજોગું પાણી ઉપયોગમાં લેવું; પણ જાંણીજોઇ, પાણી બરબાદ કરીએ, તો, ખોદા રાજી નથી.

૩૧૮ ખુદરતી ચીજનો ગેરઉપયોગ કરવો એ તમોને પોતાને ગેરઉપયોગ કરવા બરોબર છે (એટલે ગુનાહ લાગુ પડેછે.)

૩૧૯ જમીન, જ્યાં, લોકોનો આવજાવ થતો હોય, તો તેના-પર કશુ ગલીચી કરવી નહિ.

૩૨૦ ગલીચ જગાપર જો, કાંઈ જોવામાં આવે, તો, ફકટ 'જીવ, જંતુ,' અને 'દુર્ગંધીહવા' છે!

૩૨૧ વપડાસવાળી જગ્યાપર, બાળ, નખ, તેમજ ખરાબ વસ્તુ નાંખ્યે, તો, ગુનાહનું કામ છે!

૩૨૨ દુન્યામાં ન ધારેલી રીતે આફટનો વરસાદ પડતો હોય! દુકાળથી લોકોને વિપત્તી પડતી હોય! મહાભારત આગ અને રેલના ચમત્તકાર બનતા હોય! તો એ સર્વે 'બદીનું મુળ' છે; અને તે મુંળને નાબુદ કરનાર (દાખલો બેસાડનાર) 'ધરતી માતા' છે.

૩૨૩ સવારે તેમજ રાત્રે, જમીન માતાને નમન કરજો! અને માફી ચહાજો, જે, "મુંજ અદનાથી કાંઇપણ ગુનાહ થયા હોય, તે માફ કરે."

૩૨૪ ઇનશાનો! જો દુન્યામાં આવી બદી પસંદ કરવા માંગતા, હો, તો પહેલાં વિચારજો, કે હમો શાપર ચાલીએ છઇએ અને શાપર મુકામ કરીએ છઇએ!!

૩૨૫ ખુદરતી આફટોનું મૂળ કારણ ફકટ 'બદી' છે અને અને જે વખતે બદીનું જોર વધુ પંથરાશે, તે વખતે, 'ધરતી માતા' બીલકુલ સાંખશે નહિ. અને ખુદરતી 'મારો' એવો ચલાવશે કે, એક ગામ નહિ એક શેહર નહિ, પણ આખી દુન્યાને ભોગવવું પડશે! અને ઇનશાંનો ગાફલીયતમાં મૂકાંઇ જશે'! માટે, ભાઇઓ! તમારાં ભલાંને ખાતર, પળેપળ ખબરદાર રહો!!

———

# નુંરી ચીજો.

## ( આતશ, સૂર્ય, ચંદ્ર, તારા અને ચેરાગ. )

૩૨૯ આ નુંરી ચીજોને જ્યાંથી જુઓ, ત્યાંથી નમન કરજો, અને પાપની તોજેશ કરજો.

૩૨૭ ખોદા પોતે એક **'રોશનીનો ઝરો છે.'** ત્યારે તમારે તેના દિદાર જોવાં હોય તો તેની પેદાયશ કીધેલી નુંરી ચીજોમાં તપાસ્તા રેહેવું.

૩૩૦ તે માલેકે હરદ્દ જેહાંને તેની ખુબીનો ચલકાટ આ જેહાનને નહિ બક્ષ્યો હોત, તો, આપણ સર્વ એક પળભાર પણ ટકી શકીએ નહિ!

૩૩૧ કોઇ માણસ દુન્યાથી અંધારો હોય (લેવડ દેવડ નહિ) પણ આ નુંરી ચીજોથી કદી પણ અંધારો હોય નહિ!

### આતશ.

૩૩૨ પાક આતશ અહુરમજ્દના દીકરા તરીકે ગણાય છે અને ધરતી ને પાક આવાં અરદવીસુર માતા, દીકરા તરીકે લેખાયછે!

૩૩૩ ત્યારે, આતશ, આપના મુંરબીના મુંરબી છે. અને ધરતી ને આવાં અરદવીસુર માતા, આપની માતાની માતા તરીકે છે, માટે, પહેલાં તમારો જાંન એનાપર ફીદા કરો!

૩૩૪ આતશ રોશન કરો, તે પહેલાં તમારો હાથને રોશન કરો (પવિત્ર બનાવો).

૩૩૫ જેણે આતશને રાતદીત પવિત્ર રાખ્યો, (તેની પુખ્ત રીતે જાળવણી કીધી) તો, તેના ઘરથી હારેમનની શકતી (બૂરી શકતી) નાબુદ થઈ; તેનું ઘર સુખ સંપજમાં રહ્યું; અને તેની મુરાદમાં આયંદે સફળ થયો!

૩૩૬ અપવિત્ર હોઇએ (એટલે ફરમાન મુંજબ નહિ ચાલનારાં હોઇએ) તો પાક કેબલા આગળ (પાક મકાન) બંદગી કરવાનું દરૂસ્ત વિચારયે નહિ. પણ ત્યાંથી સહેજ દૂર જગાપર જઈ ખોદાને યાદ કરવો એ આપણા લાભમાં ઉત્તંમ છે!

૩૩૭ કોઈપણ દિવસ પાક મકાનમાં હસબોલ કરવી નહિ; પણ બદંગી કરી રહ્યાબાદ, એક પળ ભાર નકામી રીતે, ત્યાં ઊભા રહેવું સજાવર નથી.

૩૩૮ પાક કેબલા આગળ, પલંગ યા બીછાનું કદી કાળે રાખવું નહિ; મગર ફરજ, પડે તો, ઘણી દૂર જગ્યાએ મૂકવું.

૩૩૯ આતશ જેવી નુંરી ચીજને ફુકયે નહિ, કારણ એ પોતાને નુંકશાંન કરવા જોગ છે! અને દુઃખને બોલાવવાનું કારણ છે!

૩૪૦ આતશ સાહેબ, આપનો ખોરાક તૈયાર કરે છે; અને નહિં કે, આપને તેનો ખોરાક કરીએ છીએ, તો આપને, તેનાં ફરમાનબરદાર કાંય નહિ થઇએ? (થવુંજ જોઇએ).

૩૪૧ જે માણસ આતશને હલાકી (નુંકશાંની) પહોંચાડે, તે પોતાને હલાકી પહોંચાડવા બરોબર છે! એમાં આતશને કશી રીતનું નુંકશાન થતું નથી.

૩૪૨ જેમ મશ્કેરી કરનાર શખ્સ, બીજાની હસાઇ કરી જીવને ખુશ કરે છે. તેમ, આતશને ફુંકનાર શખ્સ આસાએશ વખતે, એક 'મોજ' સમજે છે.

૩૪૩ આતશ–બહેરાંમ–પાદશાહનું પાક મકાન જે છે, તે, ફકટ "ખોદાવંદ તાલાની દરગાહ" છે.

## સુરજ.

૩૪૪ જે વારે સૂરજની રોશની બિછાનાં પર પડે (પહોર ફાટે) તે વારે તેને ઉઠી નમન કરજો! તેનું ઝબાનપર નામ મૂકયા-વગર, તમારા કામનું પગલું બહાર ધરશો નહી.

૩૪૫ જો સૂરજની રોશની આ ખાકી જેહાંનને નહી મળત તો કોઇ પણ માણસ યા જંન, જનાવર, આ દુન્યામાં જીવી શકત નહી.

૩૪૬ જો સૂરજ જેવી રોશની નહી હોય તો રાત અને દિનમાં કશો ફરક હોય નહી.

૩૪૭ સૂરજના ઉગવાથી સર્વ બૂરી ચીજો નાબુદ થાય છે, અને પાણી જેવી ચીજને સાફ બનાવે છે.

૩૪૮ સૂરજને હમેંશા યાદ કરીએ પણ તેની તરફ ચશ્મ ફેરવ-વાને યાદ કરીએ નહી.

૩૪૯ જો, એક રાજા ચકચકીટ તલવાર ધરાવતો હોય, જો તે તલવારથી આખી દુન્યાને માહત કરતો હોય, પણ સૂરજના કીરણ આગળ તેની તલવાર રતીભાર નથી.

૩૫૦ સૂરજની રોશનીમાં એવો ભેદી ચમત્તકાર છે, કે તેને જોતાંને સાથ હેરેમનનને નમી જાય છે;

૩૫૧ સૂરજની રોશની સાંજ સૂધી મળ્યા બાદ પોતાનું ચકચકીત તાજ ત્રણ ચીજોને હેવાલે કરે છે—**સુરજ ચંદ્ર ને તારા.**

૩૫૨ આ ત્રણ નુરી ચીજો જેવારે, પોતાના માથાંપર તાજ ઝુંકાવે છે, ત્યારે બદીનું જોર આવીને ઉભું રહે છે !

૩૫૩ જેમ રોશની થંડી છે, તેમ હેરમન દિલની બુરી શકતી વધુને વધુ પગપેસારો કરે છે ( જેવી રીતે નીચું સર નમાવવાવાળા ) પર રાૅપશાૅપ કરવાવાળા ફાવી જાયછે તેંમ )

## ચંદ્ર.

૩૫૪ ચંદ્ર જેમ પોતાનો ગતીમાં (હિલચાલમાં) કરકસરીઓ છે તેમ તમો પોતે થજો !

૩૫૫ ચંદ્ર જેમ પંદર દહાડે મોટો થાય છે (પુનેમ વખતે) અને શીહા રાતને તેજસ્વી રોશનીમાં ફેરવી નાખે છે, તેમ તમો પણ તમારી ભર જુવાનીમાંજ સર્વે રંજ ખેંચી, દુન્યામાં નામાંકીત થઇ જશો!!

૩૫૬ ચંદ્ર જેમ મહિનાની આખેરીએ, પાછળી રાત્રે પોતાનું ઝુંકતું તેજ આ ધરતી પર પાંથરી, ગુંમ થઇ જાય છે, તેમ દાનાવો! તમારી રોશની (નેક કરણી) બૂઢાપણામાં પાંથરી લઇ જેહાંનમાંથી કૂચકરી, ખોદાની દરગાહમાં જઇ પહોંચશો!

## સીતારો.

૩૫૭ સીતારા (તારા) એ ઇનશાનનું નસીબ અને કમનસીબ-પર કાબુ રાખી શકે છે.

૩૫૮ જયાંસૂધી જે ઇનશાનનો સીતારો બુલંદ છે ત્યાંસૂધી તેને કશી રીતની હરકત નથી. (પછી તે હોય ભલો યા બુરો!)

૩૫૯ એક નેક આદમી સીતારાની ગોરદશીમાં સપડાયો હોય પણ ચોકસ મુદત વગર તેના પર મેહેર ફરીવળવી મુશ્કેલ છે!

૩૬૦ સીતારાને હરઘડી માન આંપજો! દુન્યાની ચડતી, ને પડતીનો કાબુ આખર સુધી, એઓના હાથમાં છે.

૩૬૧ સીતારાની રોશની, એ આપની આંખની રોશનીની મીસાલ છે!

૩૬૨ સુરજ, ચંદ્ર અને તારા પોતાના દરજ્જામાં એક બીજા-થી ઉતરતા છે! છતાં, પળેપળ એક બીજાને જાવેદાંનસુધી મદદ કરવામાં, તત્પર છે!

૩૬૩ તેમ ઓ જેહાંનના ઇનશાંનો! તમારા હરેક કામમાં એઓની મીસાલ ચોકસ રહેજો; ઊંચ યા નીંચ પંકતીમાં હો, છતાં, તમારી જીંદગીના છેડા સૂધી એક બીજાને મદદગાર થઇ પડશો! અને સુખ સંપજ, ને, ભલાઇમાં તમારો વખત ગુજારશો!

## ચેરાગ.

૩૬૪ જે માણસ પોતાના ઘરના દિવાને, સ્વચ્છ નહિં રાખે, તો, તે પોતે પણ અસ્વચ્છ છે; અને તેનું બીજું કામ પણ બેદકાર છે.

૩૬૫ દીવો જે છે, તે રાતની વખતનો પાસબાન છે (રખેવાળ).

૩૬૬ જો, દીવાજેવી રોશની રાતની વખતે નહિં હોય, તો દરેક ખુશીખુરમી પણ હોયજ નહિ!

૩૬૭ જયારે દિવો, તમારી પાસબાની કરવા આવે, ત્યારે તેને ભલા આશીરવાદથી બોલાવી, તેની પનાહ માંગજો!

૩૬૮ તમારો જાંની દોસ્ત, રાતની વખતે, મેળવવો હોય, તો, તે 'દિવો' છે.

૩૬૯ દિવાની રોશનીથી, રંગમાં વધારો થાય છે. અને સર્વે ચહેરા આનંદી દીપી નીકળે છે;

૩૭૦ જયારે દિવો પોતાના ઘેરમાં, આસાએસ લેવા જાય છે, ત્યારે કરોડોની રચના ધુળમાં પોતાનું મુંકામ કરે છે,

૩૭૧ તમોને પરવરદગારે ખુલ્લી ચશ્મ આપી છે, પણ તમો જયાંસુધી આંખપર નુંરી ચીજો લેતા નથી ત્યાંસૂધી અંધારૂં સીવાય બીજુ કશું જોઇ શકતા નથી; માટે હરપળે આ નુંરી ચીજોનો જેટલો ઉપકાર માનો, તેટલો થોડો છે!!

---

## સખાવત.

૩૭૨ સખાવતનો દરજ્જો દુન્યામાં આલા ( ઉંચો ) છે!

૩૭૩ જો એક ખાનું પકાવવામાં મીઠું નહીં નાંખ્યે, તો તે ખાનું સ્વાદીષ્ટ કહેવાતું નથી; તેમ, જો, કોઇ ઇનશાન પોતાની દોલતનો ચાલતા વખતમાં સુભ ઉપ્યોગ નહી, કરે, તો તેની દોલત બરબાદ સમજવી

૩૭૪ દોલતમંદ શખ્સો પૈસો ધરાવે છે, તેઓ, ખોદાના માત્ર પ્રતીનીધી છે; અને તે પ્રતીનીધીઓએ મુંફલેસોપર હમેંશા દેખરેખ રાખવી સજાવર છે! (એટલે તેઓએ, તંગીમાં આવેલાંને તંગી વગરના કરવાના છે. )

૩૭૫ પરવરદેગાર ચાહેસો, એક પળભારમાં પ્રતીનીધીઓ પાસેથી પૈસો લેઈ, બીજાને સ્વાધીન કરે!

૩૭૬ એક ચીજપર કાટ ચઢે, તેના કરતાં, તે સાફ થાય, તે બહેતર છે, તેમ દોલતને રાખી કાટ ચઢાવવા કરતાં, તેને ઉપ્યોગમાં લેવી કીમતી છે!

૩૭૭ જેમ એક મોટું ઝાડ બીજાં, નાના ઝાડને ઢાંકી નાંખે છે, તેમ સખાવત, સર્વે એબને ઢાંકે છે, અને દુન્યામાં મશ્હુર કરે છે;

૩૭૮ ગુજરાંન જોગું પણ મળતું હોય, તો, પહેલાં, અરધી, દુકાની, લાચાર બેચારોને આપજો, પણ દિલ સખ્ત કરશો નહિ.

૩૭૯ તમારી બહારની માયા અને કદર, એ સખાવત કહેવાય નહિ.

૩૮૦ કોઇ પણ પ્રકારની અંતકરણની લાગણી (માયા-કદર) એ પણ ખુદ સખાવતનું બીજું નામ છે!

૩૮૧. સખી દિલના આદમીઓ! દોલત સખાવતમાં આપી એટલે કમી, થઇ ગેઇ એમ, ના, સમજતા; પણ અરધો સખાવતમાં આપશો, તો, ગેબી રીતે રૂપીઓ ગજવામાં મૂકશો.

૩૮૨ સખાવત કરો તો હંમેશાં જમના હાથથી કરજો, અને ડાબા હાથને ખબર પડવા ના દેતા (એટલે ગરીબની ગરીબાઇ ઊઘાડી પાડતા ના)

૩૮૩ જો એક શખ્સ પોતે સખાવત કરી–બીજાઓપર પોતાનો કાબુ ચલાવવા માંગતો હોય તો, તેવા શખ્સે પોતાના કુટુંબ કબીલામાં સખાવત કરવી બહેતર છે.

૩૮૪ લૂટેલો પૈસો, જો કોઇ માણસ, મુફલેસોને આપી દેય તો, તે કામ પણ એક સવાબકારક છે!

૩૮૫ કંજુસ માણસ સખાવત નહિં કરતાં, પોતાની જીંદગી પછી વારસોને ખેરાત કરવાનું ફરમાવે, તો, તે, કીધેલી સખાવતથી, તેનું પુણ્યનું કામ હાંસલ થઈ શકે નહિ! કારણ દરેકે, જે, કાંઇ કરવું છે, તે પોતાની જીંદગી દરમ્યાન, પછીથી નહિ.

૩૮૬ સખાવતનું નામ, લાચાર બેચારોમાં છે, પૈસાદારોમાં એ છાજે નહિ !સબબ, રોગીને દવા અપાય છે, નીરોગીને અપાતી નથી.



## દસ્તુરાઈ.

૩૮૭ જેમ એક આલા દરજ્જાને કશી રીતની એબ હોતી નથી તેમ દસ્તુરના નામને કોઇપણ પ્રકારની કસુર રહેવી નહિં જોઈએ.

૩૮૮ આલા દરજ્જો 'દસ્તુર'નો છે, તેથી ઉતરતો 'મોબેદ' નો અને મોબેદથી ઉતરતો 'એરવદ'નો છે.

૩૮૯ દેશનો પાદશાહ તેમજ દસ્તુર એક મરતબાના છે, તેવીજરીતે માનને લાયકના છે!

૩૯૦ અશોઇ (પરહેજગારી, રાસ્તી) એ સઉથી સરસ ન્યામત તથા સુખ છે, માટે એ પ્રમાણે દસ્તુરો અમલ કરે, તો, ખોદા તરફની બીજી બક્ષેશ તેઓ માટે, વધુ નથી! (એટલે ઉપલી ચીજ દરેકને માટે ગનીમત છે)

૩૯૧ બોય દેનાર દસ્તુરોએ હમેંશા પાકીજગી વાપરવી-તેઓએ, કોઇ સાથે બહારની વાતમાં ભેળાવું નહિ; તેમજ બહાર-ના દેખાવોપર ધ્યાન આપવું નહિ; લોકોની પારકી હકીકતો જાણી મગજપર ઠસાવવી નહિ.

૩૯૨ પાક મકાનમાં હમેંશા ખોદાતાલાનો ખ્યાલ થાય, બીજાઓનો ખ્યાલ કરીએ તો, મગજ ખાલેસ થાય નહિ.

૩૯૩ દસ્તુરોએ હમેંશા યઝદાંનની બંદગીપર મશ્ગુલ રહેવું,

૩૯૪ ,, પોતાનો જે હક્ક વાજબી લેખાય તેજ માત્ર સ્વીકારવો!

૩૯૫ દસ્તુરોએ હમેંશા દરેક ન્યામતપર શુક્ર ગુજારવા પણ લાલચને વશ થવું નહિ!

૩૯૬ ,, સચ્ચાઇ અને પ્રમાણીકપણાંપર મવકલ રહેવું

૩૯૭ ,, પોતાનો ઝબાન તથા મગજ શાંત રાખવું!

૩૯૮ ,, દયાનત સાફ રાખી ખોદાની દરગાહે તરફ નજર ફેંકવાં!

૩૯૯ ,, વાયેજ જગેજગ કરી, ધર્મની બારીકી સમજાવી, અધર્મીઓને ધર્મી બનાવવા!

૪૦૦ ,, પોતાને ટેક, મલાજો સાલસાઇ, માનમરતબો, જીવની માફક ડગલે ને પગલે સાચવવો!

૪૦૧ ,, જાંમાંનો માનમરતબો હલકો ગણવો નહિ જોઇએ કારણકે ખુદાઇ જાંમો તેઓને વારસામાં મળતો આવેલો છે! અને એમાંજ તેમની જાવેદાંન સૂધી નોંક જળવાયેલી છે!

૪૦૨ ,, ધર્મનું જ્ઞાન ઉસ્તાદો પાસે જીંદગી તલક લેતા રહેવું અને પોતાના ફરજંદાને તેજ રસ્તે મૂકી માજધ્યસની ધર્મપર ફીદાયગીરી દિલોજાનથી બતલાવવી કે જેથી ધર્મની બારીકીની બીજાઓને પીછાંણ થાય!





## 'ધર્મની બારીકી'

૪૦૩ ઓ ભાઇ જયાં, ધર્મ નહિ હોય, ત્યાં ધર્મનું ઝનુન હોયજ કયાંથી ?

૪૦૪ ધર્મ નહી હોય તો, શુભ કર્મ કયાંથી હોય ?

૪૦૫ જેઓ બેધર્મી હોય તેમના મગજ ડામાંડોળ હોય છે! પછી તે, હોય શીખેલા યા દોલતમંદ!

૪૦૬ ધર્મ વગર માયા અને સખાવત કદી, રહેતી નથી.

૪૦૭ ધર્મ પાલનાર હરેક કામને ખાતર બે બાજુ તપાસે છે અને પછી પગલું હાથ ધરે છે!

૪૦૮ બીન ધર્મી હમેંશા એક કામને ખાતર ધોળી બાજુપર મૂકાઇ જાય છે! માટે, તમોને સજાવર છે કે, કાળી બાજુ પહેલા દેખડાવશો નહી! પણ તેને ધડો લેવા દેજો અને ત્યારબાદ નસીઅતથી નવાજતા રહેજો!

૪૦૯ જો એક બીન ધર્મી તમારૂં પોતાનું સમજે નહી, તો, તેની સાથે 'બાઠ' ભીડશો નહી. પણ રફતે રફતે તેને રાહપર લાવજો; જેથી તમારી કીર્તીનું તોલ થાય.

૪૧૦ બેદીલ ( નાલાયક ) આદમી સાથે ધર્મની બારીકીપર ઉતરશો નહી ; સબબ સોહા રંગનાં વાદળાં, તેની તર્ફ ફરી વળ્યાં છે, માટે, તમોને અને તમારા બાપીકા ધર્મને અપજશમાં મૂકશે.

૪૧૧ જ્યાં સૂધી એક વાદળ સૂરજને ઢાંકી નાખે નહી ત્યાંસૂધી, તેની રોશની ખલકતને મળે છે-તેમજ જ્યાંસુધી અંધકાર, ચશ્મપર ફરી વળે નહિ, ત્યાંસુધી, તો, ધર્મની રોશ્નીને કોઇ પણ પ્રકારની હરકત હોતી નથી.

૪૧૨ રાજા, યા કોઇ શખ્સ ધર્મમાં વતલાવવા માંગે, તો તમારા જાંનની પરવાર કદી કરશો નહી. કારણ જાંન એજ તમારો પાછળથી ધર્મ છે, અને ધર્મ એજ તમારો પોતીકો જાંન છે!

૪૧૩ હરેક જાતના ધર્મ જૂદા નથી, પણ ફકટ તેઓ એકજ ખોદાને માનનારા છે! માત્ર તેની ક્રિયા કામમાં ફરક છે.

૪૧૪ તમારા ધર્મને જેવું માન આપો, તેવીજ માનની લાગણી બીજા ધર્મ પર બતલાવતા રહો !

૪૧૫ દરેક ધર્મવાળાએ પોતાના ધર્મ પર ચુસ્ત રહેવું જોઇએ ( જાંનફેશાંની કરવી જોઇએ )

૪૧૬ એક માણુસ ખરો ધર્મી છે, કે, ધર્મનું ડૉળ રાખે છે, તે જાણવાને ખાતર બારીકીથી નંગાહ રાખો, કે જેથી ખરૂં ખોટૂં જાણવાનુ તમોને મન થાય !

૪૧૭ જેણે, પોતાની ઝબાંન સંભાળી, જેણે સસ્તીને વખાણી, દુઃખ સુખ વખતે પ્રમાણીકપણું અખત્યાર કીધું, પોતાના જાનની કદર નહી બુજતાં, પરલોકની કદર બુજી, અને ખોદાને ખોદા તરીકે હરપળે પીછાણ્યો ( 'તેનો' ખોફ રાખ્યો) તેજ ખરો ધર્મી છે !

૪૧૮ જે શખ્સે, હક્કતાલાને, એ ઘડી પણ યાદ નહિં કીધો, તેની ખુદરતી ચીજોનો પોતાના જીગરમાં ખ્યાલ નહિ કીધો, તો, તે, માનવી, પોતાને ભૂલ્યો, અને પોતાના માત પિતાને પણ ભૂલ્યો !

૪૧૯ જેમ એક બત્તીને બુજવીએ, તો, તે તુરત બુજવાતી નથી, પણ ધીમે ધીમે પોતાના હાથથી બુજાઇ જાયછે! તેમ, જ્યારે, બદનમાંથી, જાંન, જવાનો પસાર થાયછે, ત્યારે, તે, એકદમ જતો નથી, પણ ધીમે ધીમે, નીકળી, પછી, સદાનો ગુંમ થઇ જાયછે!

૪૨૦ જાંન, જતી વખતે, કોઇએ પણ વિલાપ કરવો નહિ! કારણ એ વખતે તે શખ્સનો 'જાંન' ઘણો આજુરદે (દુઃખી) થાયછે!

૪૨૧ કોઇપણ રવાંન આગળ, જાંન ફીદા કરશો નહિ! પણ બારે હક્કતાલા પાસે, તેના રૂહને ભલી દુવા માંગતા રહેજો! અને તમારાં અંતઃકરણને તમોજ 'સધીઆરો' આપજો!

૪૨૨ આ ખલકતમાં, એક પણ ઘર એવું નહિં હશે, જે, મરણથી અળગ હોય–(એટલે મોંતતો દરેકને ત્યાં છેજ).

૪૨૩ રવાંનની ક્રિયા, હરેક જણે, વખત જોઇને કરતા રહેવી; એમાં કોઇ આ જેહાંનનો યા ખુદાનો ગુનેહગાર નથી!

૪૨૪ રવાંનની ક્રિયા હમેંશાં, ધર્મ ફરમાવે, તેમ કરવી! તેમજ આપની નાકેશ (સાદી) અક્કલ પ્રમાણે કરવી! પણ બીજાઓને પગલે, આપણે ચાલવું નહિં જોઇએ.

૪૨૫ કોઇની કબર આગળ જઇ હસ્સો નહિ! કારણ આખરે મુંજનો, તુંજનો એજ હાલ છે!

૪૨૬ જો કોઇ શખ્સની ખાએસ રવાંનની પાયદસ્ત પછવાડે જવાની નહિ હોય, છતાં, છેલ્લી ઘડી, તે 'અશોફરોહર'ને માનની ઇધ્યાણી દાખલ, ૨૫ થી ૩૦ કદમ સાથે જવું, બેહદ રવા છે!

૪૨૭ ગંભીરાઇમાં ભાગ લેવો, એ આપણને પોતાને ગંભીર બનાવવા બરોબર છે! તેમજ જીગરમાં ખુદરતનો અચુક ખ્યાલ ઉપન્ન કરેછે!

૪૨૮ રવાંનને અવલમંઝ્લ પહોંચાડયા પછી, ઘરે પાછા ફરતાં, પોતાનું કફન જમીન પર લગાડયા બાદ ત્રણ વખત પાક કલામ ભણવાની દરેકને ફરજ છે. જે જાહેર કરેછે! જે, ઓ! અશો રવાંન! ૧—"તું મીટ્ટી સાથે હાલમાં મળી ગયું છે; ૨, પણ, હું આ દુન્યામાં હેયાત છું, ૩, છતાં મારો વખત, પણ, તારાજેવો થવાનો, માટે, હું ત્રણ વાર પશેમાન થઇ, તને છેલ્લી વડી યાદ કરતો જાઉંછું."





## 'સદરાની બારીકી' (સુધ્ધરાહ)

૪૨૯ જેમ, સદરો વણતમાં બેહદ બારીક છે, તેમ હર-પળે તમારે, કામમાં બારીકીથી લડત કરવી જોઇએ!

૪૩૦ જેમ, સદરાની બાંય ટુંકી છે, તેમ જીંદગી ટુંકી છે, એમ જાણો!

૪૩૧ સદરાનું ગેરેબાન, એ તમારૂં ચુસ્ત ઍકીન, અગર તમારૂં ઍકીન એક નહી હોય, તો, ખુદરતને કદી પીછાણો નહી!

૪૩૨ જેમ, સદરો સાદો, તેમજ દરેક માટે, એક ચીતનો છે, તેમ પૈસાદારો અને ગરીબો બારે હક્કતાલાની નજરમાં એક છે!

૪૩૩ ગેરેબાન આગળનો ભાગ વડવા તરીકે છે, સદરાનો ઉપલો ભાગ, તમો પોતે છો, અને પાછળનો ભાગ તમારા પછીના આવનારાઓ તરીકે લેખાય છે!

૪૩૪ સદરાની ત્રણ સરેહ, નીતી, સુખ અને જ્ઞાનની નિશાની બતલાવે છે!

## ' કુસ્તી '

૪૩૫ કુસ્તી હમેંશાં મેંઢાના ઉનની વણુવામાં આવે છે, સબબ મેંઢું નામે ગરીબ છે, માટે, તેની માફક તમારે નિરદોષ થવું જોઇએ !

૪૩૬ કુસ્તીના આંટા ત્રણ છે—હુમત, હુખ્ત અને હુવરેસ્ત ( એટલે નેક વિચારવું, નેક બોલવું, અને નેક કામો કરવાં.) એમાંની એક પણ ચીજપર જેણે અમલ નહિ કીધો, તે માજદયસનાન, કહેવાય નહિ!

૪૩૭ કુસ્તીના ગાંઠ ચાર છે ૧, અહુરમજદ એક છે, ૨, મજદયસની દીનનો પાયો ફકત સચ્ચાઈ પર રચાયલો છે, ૩, મજદયસની દિનનો ફેલાવો કરનાર અશો જરાથુશ્ત છે ! ૪, નેંક વિચારવું, ને, નેંક બોલવું !! જેવોકૉલ પરવરદેગારને આપો, તે પ્રમાણે તમારે બજા લાવવું જોઇએ, નહીંતો, ગુનાહનો રસ્તો મોકળો છે ! (ખુલ્લો છે).

૪૩૮ કુસ્તીના તાર બોત્તેર, જે, યજશનીના બોત્તેર તારની નીશાની છે ! ( જો એક પાકીજગી રાખનાર શાંત મગજથી ઇજશને ભણે, તો તે ખોદાઇ બસારત (ફરેસ્તાઇ રૂપ) જરૂર બા જરૂર જોશે !

૪૩૯ કુસ્તીની લરી છ, છે, જે છ ગંહબારની નિશાની જાહેર કરે છે!

૪૪૦ ગંબારનો દિવસ, એટલે કે રૂતુના બદલાવવા સાથ પરવરદગારની સ્તુતી કરી, ન્યામત ચાખવાનો દિવસ !

૪૪૧ ગંબારવખતે, પૈસાદારોએ તથા મુફલેસોએ એક-મેક સાથ હળીમળી, ખાંતુ લેવું, પણ જુદાઇનો ગાંઠ રાખવો નહિ; સબબ, ખોદાનો નજરમાં, (એટલે ખોદાના મકાનમાં) અદના તેમજ આલા, એક છે!

૪૪૨ જશનો કરવાં, એ, લોકોને દેખાડવાતે ખાતર નથી, પણ ખોદાતાલાની ગુપ્ત બંદગી કર્યા બાદ, તેની ન્યામતના શુક્રાંના બર લાવવા, અને એક દિલથી પોતામાં 'ઓંઘરાણું' કરી, જાત ભાઇઓને મદદ કરવા અર્થે છે.

૪૪૩ મારા પ્રીય વાંચનારા! તમારા બદનપર અનેક તરાંહની 'બારીકી' ભરપુર છે, તેનો, જો, તમો રાત દીન ફકટ ખ્યાલજ કરતા રહો, તો, નેંકી તમોને, બીન બોલવે સલાંમ કરશે!!

———



## બંદગી

**૪૪૪ જીંદગી ખાસ અસ્ત, બરાયે બંદગીસ્ત;**
**જીંદગી બી બંદગી, શરમીંદ ગીસ્ત!**

ઈનશાંનો! તમારૂં જીવવું, બંદગી ઉપર છે!
બંદગી વગરની જીંદગી, ધુળ સમાન છે!

૪૪૫ તમારા આખા દિનનું કામ, એ, પણ, એક, ખરી બંદગી છે, પણ, તમારા કામમાં, સચ્ચાઇ, તથા પ્રમાણીકપણાના, ગુંણ પ્રકાશવા જોઈએ!

૪૪૬ ખોદાની ન્યામત, ચાખતાં, પહેલાં, અને ચાખી રહ્યાબાદ, તેને નમન કરજો! અને તેની ખુદરતી ન્યામતને યાદ કરી, તે દાતારના શુક્ર ગુજારજો!

૪૪૭ ખોદાના બંદાઓ! ચાહેસો પાક મકાનમાં બંદગી કરો! દરિયાની સપાટીપર જાવ! પહાડો અને જંગલ ખેડો! યા, ઘરના સ્વચ્છ, ખુંણાપર જઇ, બંદગી કરો! પણ જ્યાં મગજ શાંત નહિ, ત્યાં, દુન્યાની લાલચ સિવાય, બીજો ખ્યાલ ઉત્પન્ન થાય નહિ!

૪૪૮ એક દિલની, બંદગી, ખોદાની દરગાહમાં કબૂલ છે, ફકત નહિ, કબૂલ હોય, તો, તે સામા ધણીને દેખાડવાનું 'ડોલ' છે!

૪૪૯ બંદગી કરો, ત્યારે, બેહદ સભ્યતા, ગંભીરપણું, તેમજ સ્વચ્છતાઈ રાખતા રહેજો!

૪૫૦ બંદગી, સફેદ કપડાં પર, કરવી, મરદોને રવા છે, કારણ, સફેદ કપડાંપર, જો કોઇ ડાગ પડયો હોય, તો, તુરત માલુંમ પડી આવે છે, તેમ, તમારા બદનના ભલા, યા, બુરા વિચાર તેજ ઘડી, તમારી બંદગીમાં 'હમાજોર' કરેછે!

૪૫૧ બંદગી કરતાં, હમેંશા, બંને, પગ સાથે રાખજો, હાથ અદબ આડાઓથી રાખવા, બદનને કદી હીલાવવું નહિ, અને ચશ્મ ફકટ, એક બાજુ પર ટાંકવી! અને પછી તમો પોતાની મેળે, દરયાફ્ત કરશો, કે, બંદગી, એ, તે, શું ચીજ છે!!!

૪૫૨ બંદગી વખતે સેંકડો જણાં, તમારી આસપાસથી પસાર થઇ જાય, છતાં, તમારી ચશ્મ, તમારી આગળથી પસાર થવી નહિ જોઇએ!

૪૫૩ જો, બીલડીંગનો પાયો, મજબુત નહિ હોય, તો, એક મહાભારત બીલડીંગ તૂટી પડે છે, તેમ, જો, કસ્તી કરવાનો પાયો મઝબુત નહિં હોય (મગજ શાંત નહિં હોશે) તો, આખી બંદગી કીધેલી, રદ સમજવી !

## બંદગી કરવાની રીત ચાર છે.

૪૫૪ એક, પોતાની મુરાદ ચહાવાની; બીજી, પરવરદેગારનો હરપળે ખોફ રાખી, કામમાં, તેના ફરમાન મુજબ ચાલવાની, ત્રીજી, દુન્યાપર ઢાંકણુ મૂકી, તેની ઇશ્કમાં જવાની (મળી જવાની)! અને ચોથી, પાપ ઘણાં થઇ, લોકોમાં ઊંઘાડા પડવાનો વખત આવેછે, ત્યારે "હમો, કશામાં નથી, એવો દેખાવ કરી, ઇનશાનોનું મન મનાવા કીજેછે!"

૪૫૫ જો, તમો ખોદાનો ખોફ રાખી, આફત વખતે, મુરાદ ઇચ્છો, અને, તે, જો અમુક વખતે સફળ નહિ, થાય, છતાં દલગીર થશો નહિ! પણ જો તમારી ખરાં અંતઃકરણની બંદગી હશે તો, તે, ચીતેલી મુરાદ પાછળથી જરૂર, બર આવશે!

૪૫૬ તમારી હરેક મુરાદ ફકત અૅકીનથી (સચ્ચાઇથી) સફળ થશે! પણ, જો, કબુલ નહિ થાય, તો, તે, 'દોલત' છે!

૪૫૭ દોલત મળ્યાથી ઘણાં નેક ઇનશાંનો, બડીમાં, મળી જાયછે! જેનો ખ્યાલ, દુરઅંદેશીથી, તે, 'દાદગર દાવર'ને હોયછે; માટે, તેની તરફથી જે કાંઇ થાય, તેજ સારૂં છે!

૪૫૮ કોઇપણુ શખ્સ, બેહદ લાચારીમાં મૂકાયો હોય, અને ખોદાની, એબાદત વખતે, પાક આતશ પર ખુશઓ, મુંકવાનું તેના-થી નહિ બને, તો, તેને બેફિકર રહેવું, અને દલગીર થવું નહિ; સબબ, તે કિરતારને સર્વે રોશન છે!

૪૫૯ જો, તમો, ગરીબાઇમાંથી, ઊંચ પંકતીમાં મૂકાયાં હોય છતાં, પાક જગ્યાપર જે વખતે બંદગી કરો, તે વખતે, તમો

ગરીબાઇના પોશાકમાંજ 'સજ' થજો, જેથી, તમો ખુદરતી ખ્યાલ જરૂર કરી શકશો !

૪૬૦ ઘણો ભપકો કરી, પાક મકાનમાં આવી, બંદગી, કરવી એ બંદગીના નામને 'જેબ' (માન) આપનારૂં નથી !

૪૬૧ તમારી હાલતપર નેગાહ કરી દિલનો શણગાર કરો, તેના કરતાં, તરેહવાર જાતની સુગંધી, આતશપર મૂકી શણગાર કરો યાતો, ધર્મના કામમાં આપો તો, તમને બેહદ ખુશાલી જાહેર થશે! અને લાખો લાખ દુવા મળશે !!

૪૬૨ જો, કોઇ બંદો, ગેરફતારીમાંથી છૂટવા, તે પરવરદેગારની મેહેર માંગે! જો, તે શખ્સ, ખોદાની રાત દિન બંદગી કરી પોતાના પાપની તોજેશ કરે! પણ એ નેંક ઇનશાનો! ખોદા ઇન્સાફીનો ઇન્સાફી છે, માટે, અરજ, તે, કબુલ કેમ રાખશે? તેથી સજાવર છે કે, એક બીજા તર્ફે મેહેરની નજરથી જોતા રહેવું! અને પાપનો અટકાવ કરવો, જેથી તે, અહુરમજદ, તમારી અરજ ફંકટ, અદલ ઇનસાફથી કબુલ રાખશે !

૪૬૩ જરથોસ્તી ધર્મ મુજબ, 'ન્યાએશ' અને સખ્ત કાબુ ધરાવનારી 'યસ્તો,' જો કોઇ બંદો દિનપર દિન ભણવાનું ચાલુ રાખે, તો, તેઓ, તેનાં ઝબુંન ગંમને છોડશે! હિંમત, વધુ ને વધુ થશે, દરેક ફટકા ખમવાનું ખુદરતી કોવત મળશે, અને અક્કલ હુશ્યારીનો પ્રકાશ, ચોમેર પથરાશે! માટે, તમારૂં ઝબાનનું એકીન ના રાખતા, પણ ખુદ જીગરનું એકીન રાખજો !

૪૬૪ એબાદત (બંદગી) ગુજારો, તે વખતે અંતઃકરણમાં વિચાર કરો, કે, તમારી નેકી અને બદી શું છે? સબબ, દરેક

બંદાને, નેકી, અને બદીનો હિસાબ જાવેદાંન તલક રાખવાનો છે! માટે ફરજ આપની છે, તે પરવરદગારને એમાં કશુ લાગતું વળગતું નથી!

૪૬૫ સારંગી અને વાજીંત્રપર બંદગી કીધેલી, ખોદાની ખુદરતનો લેશભાર ખ્યાલ રજુ કરતી નથી, પણ ખાલી શોર બકોર કરી દિલને રીજવે છે!

૪૬૬ ગંભીર અને શાંત મગજની બંદગી ફકટ ખોદાની ખુદરતની બરોબર પીછાંણ કરાવે છે!

૪૬૭ દુન્યાની લાલચોને વશ કરી, જો, કોઇ શખ્સ ખોદાનું નામ પોતાની ઝબાનપર મુકી ( ખોફ રાખી ) સાદી જીંદગી ગુજારે તો, તે પણ એક બંદગીજ છે, અને તેને પણ ખુદરતી આગાહી મળતી રહેશે!

૪૬૮ જેમ કસ્તી કરવાનો પાયો મઝબુત છે, તેમ બંદગી કર્યાબાદ દુવાનો પાયો અસરકારક છે!

૪૬૯ તમો બારેહક્કતાળા પાસે દુવા ગુજારો, તો, પહેલાં ઝબાંન બંધ કરો, અને પછી, તેની યારો માંગો! કે જેથી તમારૂં મગજ કેટલું ખાલેસ છે! તમો દુન્યા અને ખુદરતના કેટલાં પાણીમાં તરી શકો છો તેની સંપુર્ણ કસોટી થાય!

૪૭૦ જયારે અમુક જગ્યાપરથી બંદગી કરી રહ્યાબાદ પગલું બહાર કાઢવું પડે છે, તે વખતે જો તમોએ ઘણી ગંભીરાઈ રાખી હશે, તો તમારૂં જોરેમંદ શરીર બીલકુલ હલકું પડી જશે! તમારાં પાપ ધોવાઇ જતાં તમોને પોતાને માલુમ પડશે!! અને આખે-

રીયત, તમાશ માર્ગમાં આ જેહાંનનો દખાવ 'ખાક' સમાન થઇ પડશે!! એના ચિતારની પુરવારી પવિત્રાઈપર રચાયલી છે !

૪૭૧ તમારી મુરાદ બર લાવવા માંગતા હોતો, તે પ્રમાણે અમલકરી રંજ ખેંચો, અને તેના જે ફળ હક્કતાળા પાસેથી મળે તે, તમારી મુરાદ અગર કહો કે દુવા, (પણ માંગી મુરાદ, હાંસલ થઇ શકતી નથી).

**૪૭૨ બંદગી સીવા નથી-હાં છે બંદગીનું કામ**
**બંદગી સીવા થાશે, હાં વેરાંન તમામ!**



## ખોદાની બેહસ્તમાં દરેક માટે, બંદગી પછીની 'દુવા.'

૪૭૩ અય અહુરમજદ! 'તું એક' છે અને તું વળી 'એક' હતો ને 'એકજ' રહેશે.

૪૭૪ તેં મીનોઇ અને ખાકી જેહાંન પેદા કીધી, અને તેમાં તારી ખુદરતી અનેક ચીજ સમાયલી છે:–જેવી કે, આસમાન, સુરજ, ચંદ્ર, તારા, હવા, પાણી, આતશ, જમીન, ઝાડપાન, પશુ, માણસ વિગેરે! તો, એ પરવર! તુંજનો જેટલો અહેશાંન માનીએ તેટલો થોડો છે!

૪૭૫ તારા નેક વચનોથી, તારા નેક સોખનથી, તારાં નેક કામોથી આદમ જાત ઉલટી તો હશે, માટે એટલો ગુનાહ દરગુજર કર!

૪૭૬ તારો બંદા ખાકી છું! તેમજ ગુનાહથી ભરપુર છું! માટે, તારી આગળથી મુજને હાંકી ના કાઢ; મારી તરફ રહેમદીલી બતલાવી, મારો ગુનાહ માફ કર!!

૪૭૭ તુંજની મારાપર અનેક નવાજેશ છે, પણ મુજ તરફથી ગુનાહ સીવાય બીજું કશું હોતું નથી.

૪૭૮ એ કિરતાર! તારી પાસે, સોનું, રૂપું યા પૈસો ટકો નથી માંગતો, પણ ચાર ચીજનો આ જેહાંનમાં હાજતમંદ છું!

૪૭૯ પહેલું નેક તોફીયત, બીજું ઇજ્જત આબરૂમાં રહેવું, ત્રીજું આપએખત્યારી, અને ચોથું તંદરૂસ્તી.

૪૮૦ તારો બંદો! ખુદરતી જેહમત (દુઃખ) ખેંચવાને પુરતો ખાએસમંદ છે! પણ તે સહન કરવાને મુજને 'યારી' બક્ષ!

૪૮૧ સરોષ ઈજદની પાસબાની હોજો! જેથી હેરેમન નાપાક (બુરી શકતી) મારા મગજની શાંતીને હરકત નહિ પહોંચાડે!

૪૮૨ જેવારે મારા હરીફો મારા માર્ગમાં નુકશાન પહોંચાડે! તેવારે ઓ કેરદેગાર! તુંજ સમાન મારો બંચાવ કરનાર કોઇ નથી, એવો ચોક્કસ ખ્યાલ મારા મગજપર બેસાડ!

૪૮૩ સર્વે ઇનસાન તેમજ સઘળાં પ્રાંણી સલાહ સંપજ તેમજ સુખમાં હોજો!

૪૮૪ સઘળાં અશો ફરોહરોને બહેસ્ત હોજો!

૪૮૫ આ ખાકી જેહાંનના દરેક માણુસ પોતાની કાંઇને કાંઇ આશાપર જીવે છે, માટે તેમની નેક મુરાદ સફળ હોજો!

૪૮૬ મારા કામમાં, જે કાંઇ ભલું થતું હોય, તે માટે ઓ પરવર! તું મારી મદદે પહોંચ, અને હમેશા તારી પનાહમાં મુંજને રાખ!

૪૮૭ તુંજનો મરજી પ્રમાણે સર્વે જેહાંન હોજો!! આમીન!






૪૮૮ જુઠી કાયા, માયા અને છે જુઠો તમામ સંસાર!

૪૮૯ ઓ ભાઇ! શરીર ધુળ સમાન છે; એ બેવફા અને ડગાખોર છે; તમારો જાંન જ્યારે અમ્મર રહેશે ત્યારે એ ખાકમાં જશે; માટે તમારા જાંનની દરકાર રાખી, નેકી કરો!

૪૯૦ અરે ઇનશાંન! માયા અને મોહીની તકલીદી છે તેમજ, એ બોલબોલતાં, આંખનો પલકારો છે, માટે, એ તર્ફ તમારૂં સર ના કરતા!

૪૯૧ ઓ દાનાવ! આ દુન્યામાં ભવ ગુજારવો, એ સ્વપ્નામાં મુસાફરી કરવા બરોબર છે! અને 'સન્યાસી'ને 'યોગી'નો કટ્ટો શત્રુ છે!! જેણે આ ત્રણ ચીજને હાથમાં લીધી (કાબુ મેળવ્યો) તેણે, દુન્યાને પોતાની આંગળીપર નચાવી એમ જાંણજો! અને તેજ ખરી માનો સપુત છે!

૪૯૨ મરદ પોતાની છુપી વાતનો ભરમ સ્ત્રીને કહેવો નહિ; કારણ વખતના વહેવા સાથ, બીજાને મોંઢે, તે વાત જરૂર જશે!

૪૯૩ દુન્યામાં, સ્ત્રી જાત એક રોશની છે, જેને ત્યાં એ રોશની નથી, તેનું ઘર હમેશાં શીહા (અંધારૂં) હોય છે.

૪૯૪ ઓરત ઘરનું 'તાજ' છે, અને તે વળી, મગજના ફાંટા સાથે ઘરનું 'ખાક' છે, માટે, એની ખટપટમાં મરદે બીન વિચારથી પડવું સજાવર નથી.

૪૯૫ ઘર સંસારી બાબદમાં, કોઈપણ મરદે વચમાં આવવું, એ ખુદરતી કાયદાથી ઉલટું છે.

૪૯૬ ઓરતને ઘરની લગાંમ આપવી પણ તે લગાંમનો કાબુ, મરદે હમેશાં છુપી રીતે (દુરથી) રાખવો જોઈએ!

૪૯૭ ઘરની ઓરત જ્યાં સાથે મળે ત્યાં ઘરની અબનાં ફુલ પહેલાં ફુટેછે! અને મરદો જ્યાં સાથે મળે, ત્યાં, પોતાની અક્કલની તારીફ પહેલાં કરતા રહે છે.

૪૯૮ મરદને ઘટેચ કે પોતાની 'મરદાંનગી' જાળવવી, અને સ્ત્રીને ઘટેચ કે પોતાનું 'સ્ત્રીપણું' જાળવવું. એના જેવી શોભા દુન્યામાં બીજી કોઇજ નથી!

૪૯૯ ઈનશાંનોમાં 'સ્ત્રી' અને જાનવરોમાં 'ગાય' એ બે ચીજમાં, તે પરવરદેગારે, બેહદ માયા મૂકી છે, તથા એઓ નિરદોષ છે, માટે, નાનપણથી જે બોધ આપશો, તે પોતે, અખત્યાર કરશે.

૫૦૦ જો, એક માબાપ પોતાની દિકરીને હદથી જ્યાદા છૂટ બક્ષે, તો, તે, તેના માતપીતાને એક બોજ સમાન થઈ પડે છે, કારણ સ્ત્રીનો મગજનો કાબુ હમેશાં નાજુક હોય છે!

૫૦૧ ફરજંદોએ પોતાનાં વડવાઓના પગલે ચાલી, તેમનો માન મરતબાપર ગરૂર (મુસ્તકીમ) રહેવું.

૫૦૨ ઝાડ એક દાણામાંથી પેદા થાયચ પણ દાણો તે ઝાડની જડ અને ડાલીઓમાંથી છૂટો પડી જાયચ, તેંમ, તમામ જે હાંન પરવરેદગારે પેદા કીધી છે, અને તેને પેદા કરી પોતે સરવેથી આગળ થઇ બેઠોછે.

૫૦૩ જે શખ્સ હક્કની રાહને સમજ્યો અને તેને પહોંચી ચૂકો, તે હમેશતલક જીવતો છે!!

૫૦૪ ઇનશાંનો જો ફનાં અને ફકીરીનો રસ્તો હાથ ધરે, તો તેઓ આરાંમથી રહેછે, અને જેઓ દુન્યાના ફાંદામાં પડેછે તેઓ હમેંશા ગેરફતાર છે.

૫૦૫ ફકીરી હક્કતાળાને પીછાણવાની તવંગરી છે, પણ પૈસાની તવંગરી કાંઇ હક્કતાળાને માટે નથી માટે, ખોટી રીતે ફકીરી જાહેર કરી, એના નામને બદલામી આપવી નહિ.

૫૦૬ ગરીબો જેટલા સુખી છે, તેના કરતાં બીજી રીતે વધુ દુખી તવંગરો છે! પણ ગરીબો એ વાત ધ્યાનપર લેતા નથી, એ બેહદ અફસોસકારક છે!

૫૦૭ હેંકારની જગાએ લાયકી મુંકામ કરે નહિ, ત્યાંસૂધી પરવરદેગારપર જાંન ફીદા કરવો ના રવા છે!

૫૦૮ તમે તમારા ઉસ્તાદ થાવ, કે જેથી બીજા ઉસ્તાદની તલબમાં જવું પડે નહિ!

૫૦૯ તમે તમારી પરીક્ષા કરો અને તે પ્રમાણે ચાલો, પણ દોસ્તો અને, પારકાંઓ પાસે ભારબોજથી પરીક્ષા કરાવી, કીર્ત્તી જાહેર કરો નહિ!

૫૧૦ જેઓ નામથી ખાલી હાકમાઇ કરી રહ્યા છે, તેઓના કસુરો બહાર આવતા નથી, પણ જેઓ પોતાના કામથી હાકમાઇ કરવા બહાર પડે છે, તેઓના સહેજ કસુરો જગ જાહેર થાય છે, એ બહુજ શરમભરેલું છે!

૫૧૧ બહારના ઇન્સાફ કરવામાં મોટું માન સમજોછો, પણ ઘરના ઇન્સાફો હજુસુધી પડી રહ્યા છે, માટે, એની પહેલાં દાદલેવ!

૫૧૨ દોસ્તોમાં, નામ મશહૂર કરવા, ભલાઇ સમજી, સખાવતી ઝરો ઠીક ખોલો છો, પણ ઘરના, અને રસ્તેના દરવીશો અરધી અરધીના ટવળેછે, માટે જરા દિલ પીગળાવો!

૫૧૩ જો એક માતા પોતાના બાળકને દૂધ નહિ ધવડાવે, અને પારકીસ્ત્રીના હાથમાં, તે બચ્ચાંને મૂકે, તો તે બચ્ચાંનો હક્ક લૂટેલો કહેવાય, એટલુંજ નહિ, પણ તેનો ગુનાહ તેની માતાને લાગે!

૫૧૪ પણ જો એક ઑરત પુરતીરીતે દૂધ ધરાવી, નહિ શકે, અને ફરજ્યાત તે બાળકને બીજી સ્ત્રીના હાથમાં આપવું પડે, તો હમેંશા કોઇ જાંણીતી, અને પવિત્ર સ્ત્રીના હાથમાં સોંપવું.

૫૧૫ જો એક તરતના ઉગતા વેળાને બીજી જગ્યાપર લેઇ જઇને ઉગાડવામાં આવે તો તે ઉગતો નથી, (તો જો કે જમીન તો તેની તેજછે) માટે, માતાઓ, પાંચવાર દરયાફત કરશો!

૫૧૬ જેવું જેવું દૂધ, તેવીજ તેની મગજ શકતી, અને તેવોજ તેનો ઉચરભાવ એમ નક્કી માનજો!

૫૧૭ જો એક માતા પોતાના બાળકને અમુક વખતસુધી ફકટ પોતાનાં દૂધથોજ ઉછેરે, તો તે બચ્ચું જીંદગીતલક આસુદગી ભોગવે છે, તેમજ તેની મગજશકતી પણ ઘણીજ ચપલ હોયછે!

૫૧૮ જાનવરમાં એક ગાયે પોતાના બચ્ચાંને જન્મ આપ્યો, કે તુરત, તેના તરફ એટલી રહેમદિલી અને માયા બતલાવશે કે તેબચ્ચાંની આગળ કોઈ ઇનશાંન પણ આવવાની હિંમતકરી શકશે નહિ!

૫૧૯ જ્યારે સર્વે પ્રાણી કરતાં, ઇનશાંનો અક્કલમાં, સર્વોપરી ગણાય છે, તો, આપના કામમાં, અક્કલનો સુ ઉપયોગ નહિ કરી, તેઓથી (પ્રાણીથી) ઉતરતા થવું, એ શોભાને, કલંગ લગાડવા જોગ છે!

૫૨૦ જે માણસને આઇતો લાભ મળે, તે, પૈસાની કદર કેમ બુજે?

૫૨૧ જે બાબદપર કોઈપણ ઈનિશાનની અક્કલ કામ નહિ કરે, તેને તકદીર તરીકે પીછાંણો; પણ જે દુન્યાની રાહરસ્મ પ્રમાણે ઉલટું હોય, અને ખુદરતના કાયદાને અનુંસરતું નહિ હોય, તે તકદીર લેખાય નહિ!

૫૨૨ વાત કરો તો, કોઈના કાન તર્ફ જોશો નહિ, પણ આંખ તર્ફ જોવાની તજવીજ કરો! (એટલેકે, તમારી વાત તેને પસંદ પડે છે કે નહિ, તે તેની ચશમપરથી માલુમ પડશે).

૫૨૩ નેંકી અને જ્ઞાન સોનાની માફક પોતાનીકીંમતધરાવે છે.

૫૨૪ બહારના ખુશ ચહેરાને લીધે, અને સારી કેળવણીથી 'પાપનું ઢાંકણ' થાય છે!

૫૨૫ એક રાસ્ત ચીજપર મક્કમ ધ્યાન આપવું, અને સદા તેને વળગી રહેવું તેને 'જીદ્દી આદમી' કહેવો નહિ; પણ દૃઢ-(સ્થીર) સ્વભાવનો માણસ જાંણવો!

૫૨૬ ઉતાવળ, ગડબડ, ગોંધાટ એ એક નબળાં મગજની નીશાની છે!

૫૨૭ વધારે ઉતાવળા થશો નહિ, તેંમજ વધુ ધીમાપણ થશો નહિ!

૫૨૮ લાયકને લાયક માન આપો, (યાતો, જેને માન આપવા ઘટે તેના તર્ફે હમેશા માનની નજરથી જોવ ).

૫૨૯ જેંમ એક સ્ત્રી બંદૂક ફોડતાં બીહેછે કે રખેને મને લાગશે, તેંમ એક આપએખત્યાર અને હાજર જવાબીથી સૌ કોઇ બીહે છે!

૫૩૦ લાંબો વખત વાતચીત કર્યાથી, મગ્જને શાંતી હોતી નથી, જેથીકરી મગજશકતી ચપળ થતી નથી.

૫૩૧ કોઈપણ માણસને હાથથી પકડી, તમારૂં બોલેલું સંભલાવો, તેના કરતાં, તમારી ઝબાનને પહેલાં પકડો તો વધુ બહેતર.

૫૩૨ કોઈની શક્ર ભરેલી યા ખોટી વાત જાણતા હો, અને અગર, તમોને સવાલ કરવામાં આવેતો, નમનતાઇથી 'ના'પાડજો! કારણ, 'ના' અક્ષર સૌ આફટો આવતી અટકાવેછે!

૫૩૩ આપના ગુણોની આગળથી ખબર આપતું હોય, તોતે એક આનંદી ચહેરો છે!

૫૩૪ જેઘણી આંખને અને કાનને ખુશીકરે, તે આખેરીયત ફત્તેહમંદી મેળવે છે!

૫૩૫ તમારી અક્કલને એક ચીજ ખરી લાગે, તેપર ચુસ્ત રહો, અને તેનાં ફળથી તમો ધડાલેવ! પણ લોકોના કહેવાપર અને બોલવાપર ચાલશો નહિ.

૫૩૬ તમારા ચાલતા વખતમાં દરેક સારો અનુંભવ, જેંમ બને તેંમ, મેળવવાની કોશેશ કરો; સબબ, એક વખત એવો આવશે, કે, એક ઢાળની માફક તમારૂં સંરક્ષણ કરશે!

૫૩૭ જે માણસ બેદરકાર હોય છે, તે વખત ગયા પછી નજીસ થાય છે, અને મોંડે, યા, વહેલે, પોતાની કીંમતી જીંદગીને ધુળમાં રગડે છે!

૫૩૮ ટૉલ ટપ્પા કરવા અને લોકની ઠઠ્ઠા મશ્કેરી કરી ઉંચમાં નામ ખપાવવું એ એક અયાસી માણસનું કામ છે; એમાં અક્કલ મળતી નથી, પણ અક્કલ બીજાને મુફત વહેંચાય છે!

૫૩૯ કદાપી કોઇને દુખ દીધેલું દરગુજર થાય, પણ તીરસ્કાર અને બદનજર માફ નહિ થઈ શકે!

૫૪૦ તમારા ગુસ્સા અને બડીપર સરસાઇ ભોગવો, નહિ તો, તે, તમારાપર ભોગવશે! અને દિલના લોહીને તાવી નાંખશે!

૫૪૧ સાચો રસ્તો દેખડાવતાંએક દોસ્તને ખોવો, તેના કરતાં, મશ્કેરી અને હસાઇ કરી એક જાંનીદોસ્તને ખોવો, એ બોવકુફાઇ ભરેલું છે.

૫૪૨ ખોદા તર્ફની ફરજ, અને તેના કાયદાને માન આપવું, એ માટે, તે બારેહક્કતાળાએ સચ્ચાઇ જાહેર કીધી છે!

૫૪૩ જંગલના એક ફકીરની સીંહ અને વરૂના દેખાવ જોઇ જોઇને છાતી ધાડી થાય છે, તેમજ હર વખત લોકોની ગરીબાઇ જાહેર થતાં, પૈસાદારોના દિલ, અને ધર્મપર તરેહવાર જાતના ચુંડણા થવાથી કોંમનાં દિલ પીગળતાં નથી. માટે આ બે ચીજ બાબે ઝબાંનથી અને કલામથી ફરજ અદા કરવાનો નથી પણ, તમારા દિલોજાનથી ફરજ પાર ઉતારવાની છે!

૫૪૪ જે માણસે પોતાના જાનની પરવાર નહિ કીધી, તે માણસે, આલમપર સરદારી ભોગવી!

૫૪૫ બપોરના સુર્યની રોશની માથાંપર ફરી વળે છે, તે વખતે તેની રોશની વિશેષ હોયછે, છતાં, કોઇને પણ બાળ્યા વગર પ્રગટી નીકળે છે!

૫૪૬ તેંમજ આપની આફ્ત વખતે જો હમેંશા મધ્યમપણું રાખ્યું હોય, તો, આપણા દુઃખદાયક દિવસો, સાધારણ દિવસની માફક માલુંમ પડશે!

૫૪૭ મરદ હમેંશા ઈજ્જત આબરૂપર, અને સ્ત્રી ડગલે ને પગલે પોતાની ખુબસુરતીપર ચકચુર હોયછે!

૫૪૮ નમનતાઇ એ એક એવી ચીજ છે,કે ઇનશાનની ધરખમ છાતીને પીગળાવે છે, અને તેજ તલવારને કોતાહ બનાવે છે!

૫૪૯ દારૂનો તેંમજ બીજાં વ્યસનનો ઉપ્યોગ કરીશ નહિ, નહિંતો, દારૂમાંજ જીંદગી રદ થશે! અને એના લખથી ઈજ્જત મળશે નહિ.

૫૫૦ જુગાર કોઇપણ દિન ખેલીશ નહિ; હારેલો જુગારી વધુ રમે, તેંમ કોઈપણ દિન, માલમતા અને ઘરબાર વેચવાં પડશે!

૫૫૧ શેરસટો અને રેસથી હમેંશા દુર રહેજો! નહિંતો કોઇ કાલે વત્તન છોડવું પડશે! અને કોઇ વખત આપઘાતને શરણ થવું પડશે!

૫૫૨ ઇશ્કમાં ચકચુર થશો નહિ; રફતે રફતે મેળવેલી દોલતનું તળીયું આવશે! લાજ, જગેજગ ગુંમાશે! અને આખર બેહાલ થવું પડશે!! જેઓએ, આ ચાર શખ્સોની દોસ્તી કીધી,

તેઓને પહેલાંતો જીવને રાહત મળશે, પણ, થોડાજ વખતમાં, તેમનો દયાજનક દેખાવ થઇ પડશે !

૫૫૩ એક માણસ પોતાની ગજા ઉપરાંત ખર્ચ કરેતો, તે ઉડાઉ હોય છે! માણસ શકતી ઉપરાંત સખાવત કરે તો તેનું મગ્જ સ્થીર હોતું નથી! હદથી જયાદા હિંમત બતલાવવી એ હુલડાઇની નીશાંની! સર્વે જગોએ સાવધપણું, એ હિચકારાપણું કહેવાય! અને ઘણું શીખેલાઓ પોતાના કામમાં તુંડાઇ બતલાવે તો, તે થાપ ખાય!

૫૫૪ તમારાં મેળવેલાં જ્ઞાનને હમેંશા ભીતરમાં રાખો! પણ જ્યારે તમોને સવાલ કરવામાં આવે, ત્યારે તમારૂં થોડું ઘણું પાણી તેઓને બતલાવશો!

૫૫૫ મોટેથી અને સફાઇથી વાંચવા, યા બોલવાથી, આદમીનાં ફેફસાંમાં, તાકાત વધુ થાયછે!

૫૫૬ જે છોકરાં તોતડું બોલતાં હોય, તેઓને મોંઢામાં ગોળ પદાર્થ આપીને બોલવવાથી, સફાઇ બોલતાં શીખે છે!

૫૫૭ ચોપડી વાંચી, યા, મંડળીમાં ફરી, એકદમ તેના પર મત બાંધશો નહિ પણ સચ્ચાઇ શામાં રહીછે, તેને બહાર લાવવાને, તમારા પગપર ઊભા રહો! પારકાના પગની મદદ લેઈ, કદી ખોટી રીતે ચાલવાને બંધાશો નહિ!

૫૫૮ જો કોઇ શખ્સ ભાષાપર સારો કાબુ ધરાવતો હોય, તો તેને ખરો અક્કલી જાંણી, અંજાઇ જશો નહિ; કારણ તેની આગળ અને પાછળ દુન્યાની 'કરોડો ચીજનો ભંડાર' ઊભા રહેલા છે!

૫૫૯ મતફેરીની બાબદમાં, કોઇબી માણસ ભૂલચૂક કરે અને તે જો તેનાં ખરાં જીગરથી (બીન જાણવે) થઇ હોય, તો તે ઠપકાને પાત્ર લેખાય નહિ! પણ તેના તરફ દયાની નજરથી વર્તવું જોઇએ!

૫૬૦ જેમ, આંખનો અંધાપો દયા ઉપજાવવા જોગછે, તેમ અક્કલનો અંધાપો દયા આણવા જોગ છે. માટે, કોઇએ, એ બાબે, તેવા શખ્સને ઊંઘાડો પાડવો, એ પોતાને ઊંઘાડો પાડવા બરોબર છે!

૫૬૧ તમારેમાટે લોકો ચાહેસો બોલે, પણ જો, તમારૂં અંતઃકરણ સ્વચ્છ હોયતો ચુપકીદી અખત્યાર કરો!

૫૬૨ તમોને જયાં સુધી કોઇપણ બાબદની પુરવારી મળે નહિ, જયાં સુધી કોઇપણ કારણ રૂબરૂ તમારી આગળ આવે નહિ, ત્યાંસૂધી, તમારે એવી નીચ બાબદોપર લક્ષ દેવું; અને જીવને રંજીદા કરવો, એ દરૂસ્ત નથી!!

૫૬૩ દુન્યાના જેટલાં માણસો, અને દુન્યાના જેટલાં કામો, તેટલીજ ઝબાંન પણ, માટે બેરાદર! દરેક જણને પકડવા જતાં કેમ પરવડે!

૫૬૪ દોલતવાળા શખ્સો પૈસાનો લખલૂટ ખર્ચ કરી બે હાલ થાયછે! તેમ, માણસ લાંબો વખત, નકામો બેસવાથી પોતાની પાયમાળી પોતાને હાથે કરેછે!

૫૬૫ ભાઇઓ! કલાકને પકડવા, ના જતા, પણ એક મીનીટને પકડો; એટલે કલાક તમારી આગળ ચાલતા આવશે!

૫૬૬ એક કામ સરજાંમ ઉતારવું હોય તો, ગંભીરાઇથી પાર ઉતારો અને બીજાં કામપર તરાપ મારો!

૫૬૭ એક કામ હાથ ધરીને ઉપરાસાપરી બીજાં કામો માથે લેઇએ, તો પૂરેપૂરૂં એકે થશે નહી! અને મગજપર સદાનો બોજો પડશે!

૫૬૮ જે માણસ ચોકસ કાયદાપર અમલ કરે છે, અને વખતને ચોરની માફક હાથ કરે છે, તે માણસ પંડે ખટપટીઓ હોય છે! અને તેનાં ઉડાવેલાં કામો હસ્તે ચહેરેનાં રમકડાં હોય છે.

૫૬૯ જે ઇનશાંનો ઘણી પતરાજી રાખીને, લોકોને મન મનાવે છે, પણ જયારે તે લોકનો ખપ પડશે ત્યારે 'નામરદનો પટ્ટો' કમરપર બાંધશે!

૫૭૦ ગાડીના પૈડાંને જો એક નાનો ખીલો મૂકી અટકાવ કરીએ નહીં તો, તે પૈડું ટેકા વગર ભોંયપર ગબડી જાય છે, તેમજ જેહાંનમાં જે ધણીને આગળ યા પાછળ આસરો (ટેકો) નહીં હોય, તો તે પોતાનો વખત કેમ ગુજારે! એતો સર્વ ખોદાને માલુમ છે!

૫૭૧ એક તવંગર માણસ કોઇની પાસે પૈસાની માગણી કરતો નથી! તેમજ ઇજ્જત આબરૂમાં રહેનારો શખ્સ પોતાની કીરતી જાહેર કરતો નથી, તેમજ પારકાનો માન મરતબો નાહકનો મેળવી, સમાગમમાં આવતો પણ નથી!

૫૭૨ પારકાનું ભલું કરવામાં ભલાઇ, અને પોતાના જાંનની પરવાર ન કરતાં, સચ્ચાઇ એખ્તયાર કરવી, એ બેમાં નેકીની મકસદ સમાયલી છે!

૫૭૩ એક દેશનો ભોમીઓ આપણને ઘણી વેળા નુકશાનીમાં મૂકી શકે પણ નેકી જેવો ભોમીઓ, કોઇ પણ નેક આદમને ફાંદામાં ઉતારવાની કોશેશ કદી કરી શકે નહી!

૫૭૪ નેકી એ એક એવી ઉમદા ચીજ છે કે બિમારીને હાંકી કાઢી તેના જીગરને હરેક પ્રકારે સંતોષ પેદા કરે છે, જેવો ગુપ્ત સંતોષ તેની મદદે પહોચનારા શખ્સો પણ આપી શકે નહી!

૫૭૫ જેમ એક જવાહીર પડી જાય છે, તો તેને મેળવવાની આશા ફોકટ છે, તેમ ઇનશાંનોમાં માબાપને પેટે 'દિકરી' પણ એક જવાહીરનો પ્રકાશ આપે છે! માટે આ અમુલ્ય રતનને ગુપ્ત રાખવું. જો આ ચીજ, એક વેળા હાથમાંથી ગેઇ, તો તે ઝલકતો તારો ગુમ થયો એમ જાણજો!

૫૭૬ સગાંવહાલાં અને દોસ્તોને માનપાનથી વધાવી લેવામાં બેહદ તત્પર છો, પણ, ખોદા જેવા સખી દાતારનો ખ્યાલ પણ કરી શકતા નથી, એ કાંઇ દુન્યાને થોડું ઘણું શરમાવનારૂ નથી.

૫૭૭ ગાનારને તો જેટલું માન છે તેના કરતાં વધુ માન ગીતના જોડનારને છે, પણ, રંગબેરંગી કારીગરી શણગારવાથી કાંઇ મૂકનારને માન મળતું નથી; પણ કારીગરીના બનાવનાર માન મળે છે; માટે આવી વખતે તમારી ચશ્મ રોશન કરો!

૫૭૮ બે જણનો ફેસાદ, તેઓએ પોતાની નાકેશ અક્કલ પ્રમાણે ચૂકવવો અને ખુશી થવું પણ ત્રીજાને લવાદ નેમવો નહી! કારણ કે એકને ખુશાલી પેદા થશે, બીજાને દલગીરી, અને ત્રીજાને નફામાં દુશ્મનાઇ મળશે!

૫૭૯ હક્કની રાહ પીછાંણવાનો, અને પાપની તોજેશ કરવાનો વખત હજુ ગયો નથી માટે આજથીજ એવું કામ શરૂ કરો, અને જીંદગીનો ફાયદો જોવા ઇચ્છતા હોતો જીગરને જઇ પૂછો!

૫૮૦ જેઓને કરવું છે, અને દુન્યામાં ભલું નામ મૂકી જવું છે તેઓને વખતનો કાંઇ ટોટો નથી, પણ જેઓને દુન્યાની લાલચોમાં પોતાની જીંદગી રોકવી છે તેઓને હજારો તરાંહનાં બાંના છે

૫૮૧ ખૂબસુરતી—પૈસા તથા આબરૂનું ઘર છે, અને અક્કલ—ખુદરતની રાહ પોછાણવાનું ઘર છે

૫૮૨ જેને ખૂબસુરતી છે, તેને, બદનનાં શણગારની જરૂર નથી.

૫૮૩ ઉદ્યોગ—મગ્જને અને ખૂબસુરતીને ખીલવે છે પણ બીન ઉદ્યોગ બંને ચીજોનો બીલકુલ નાશ કરે છે!

૫૮૪ ખુદરતનો એવો ઈન્સાફ છે કે જે બખતે ઇનશાંનો પોતાનું નામ સચ્ચાઇને ખાતર ભૂલી જશે ત્યારે તેઓ ગરૂરી, હેંકરાઇ અને તીરસકાર દુર કરી, આ જેહાંનને પવનની એક લેહકી સમજશે!

૫૮૫ ગયલો વખત પાછો હાથ લાગતો નથી, તો તેપર વિચાર કરવો, અને હાથ મસલવા એ એક બીવકુફ માણસનું કામ છે!

૫૮૬ તમારે પચાસ વર્ષનો અનુભવ ફકટ થોડાં વર્ષમાં મેળવવો હોય તો, હાલ ચાલતા વખતનો રૂડો ઉપ્યોગ કરો! પણ તમારા ફાયદાની વાતને એક કોરે મૂકીને આવું કામ કરતા રહો!

૫૮૭ જો એક માણસ બૂરાઇપરજ બેઠો હશે તો તેને તુરત ફળ મળશેજ! પણ આખરે તેને પસ્તાવો લખી આપેલો છે!

૫૮૮ એક ભલા આદમીને ભલાઈ કરતાં, કશી રીતનો ફાયદો પહેલાં હાંસલ થતો નથી, તેથી તેને દલગીર થવું નહી જોઈએ કારણ, તેના ફૂળ અને ફળની સુગંધી આવતાં લાંબા વખતનો ભોગ આપવો પડે છે! અને જે ફળથી દુન્યાને એકવાર હેરાન થવું પડે છે!

૫૮૯ એક નજીવા હુનરને બહારનો ભપકો આપીને દીપાવવો, એ એક હુનરમંદીનું કામ કેહેવાય! તેમજ એક ખરી બાબદને બીજા

રૂપમાં બોલી લોકોનું ધ્યાન ખેંચવું, એ એક બોલનારની કુનેહ અને ચપળાઇની વાત કહેવાય!

૫૯૦ એક ઘર ખલકતમાં એવું નહી હશે જે કજીઆ કંકાસથી દૂર હોય! એક ઘર એવું નહી રહ્યું હશે, જેને ત્યાં મોત નહીં થયું હોય! એક ઇનશાંન એવો નહીં રહ્યો હશે! જેનો દુશ્મન પણ નહિ હોય (હોવોજ જોઇએ) ભાઇ! એવું દુન્યામાં ચાલતું નહી આયુ હોય, તો ખુદરત અને નેંકીની પીછાંણ તે, કેમ થાય! અને સબક (ધડા) તે તમોને કેમ મળી શકે!

૫૯૧ નેક ચાલનારા શખ્સને મુસીબતનો કાંઇ પારજ નથી. પણ તે, તો અંતઃકરણમાં સારીરીતે સમજે છે, કે, મુસીબત, ખોદા તર્ફના આશીરવાદ તથા ન્યામત છે!

૫૯૨ જે કામમાં, તમોને કંટાળો લાગે, તેમાંજ તમારો જીંદગીનો ફાયદો સમાયલો છે.

૫૯૩ જે માણસો ખોદાને માન આપનારા છે, તેઓ, પોતાના માતપીતાને અને હરેક જણને એક સરખીરીતે ગણે છે!

૫૯૪ જેમ સાંકળ એક કળીથી બીજી કળી સાથે જોડાયલી છે, તેમ આ દુન્યા પણ એક ખરી સાંકળ છે!

૫૯૫ તમારાં સગાંવહાલાં એજ તમારાં ભાઇબંધો નથી, પણ આ દુન્યાના તમામ ઇનશાનો એક બીજાના ગાંઠથી જોડાયલા છે!

૫૯૬ ભાષા જાંણી, એટલે કેળવણીની નેમ સચવાઇ એવું ધારવું બેહુંદું છે; કારણકે કેળવણીની મુળ મતલબ, એજ, કે, દરેક બૂરાશ તજી, નીતીમાન, તેમજ ખાલેસ જીંદગી ગુજારવી!

૫૯૭ એક શખ્સનો જાંન જતી વખતે, અને ગયા બાદ તેના રૂહને ભલી દુવાઓ ગુજારવી કે જેથી તેને અનેક રીતના ધડા મળે, અને તે ખુશ ખુશાલ રહે!

૫૯૮ જેમ એક માણસને મુસાફરી દરમ્યાન અટકાવવામાં આવે છે, તો તે નાસીપાસ થાય છે, અને માર્ગમાં કાંઇપણ રીતની હરકત જોય છે.

૫૯૯ તેમજ, એક, રવાનના રૂહપર પાછળથી તરેહવાર જાતનું રૂદન કરવું, એ, તેની સલામતીના અર્થે નથી, પણ માર્ગમાં તેને મુશ્કેલીમાં વધુ ગેરફતાર કરવાને માટે છે!

૬૦૦ તમારી નમનતાઇના પ્રમાણમાં, આગળ વધવાનું હમેંશા તેજસ્વી હથીઆર રાખો!

૬૦૧ જેને તમો હર વખત ગુસ્સો કહો છો તે 'ગુસ્સો શબ્દ' નથી, પણ કસૂર, જાહેરમાં લાવવાનું 'અપક્ષપાતપણું' છે!

૬૦૨ કોઈ ખોદાનો બંદો રાત દિન તેની દરગાહમાં સવાલ કરતો હશે કે તારો ઇન્સાફ એવો તે શું છે કે દુન્યા તરેહવાર જાતની હાલત ભોગવે છે?–નાકેશ અક્કલ પ્રમાણે જવાબ એટલોજ મળી શકે કેઃ—

૧) જો દુન્યા એક સરખી હાલત ભોગવતી હોય, તો બદી એટલે હદ સૂધી લંબાય, કે, હરેક જણ, પોતાનો જાંન પોતાના હાથથી લાવી શકે!

૨) કરણીના કાયદા પ્રમાણે હરેક જણને રાખવામાં આવે છે જેની જીંદગીની તમામ આગાહી, પરવરદેગારને માલુમ છે.

૩) હરેક જણે પોતાની હાલતપર સંતોષ રાખી, પોતાને પોતાની સ્થીતીમાંથી પસાર થવાનું છે.

૪) અને તેના ગુનાહનો બદલો તેની હાલતપરથી લેવાય છે!

૫) દરેક માણસ એક સરખાં હોય તો, બદી અને નેકીની પીછાંણ થાય નહિ! અને ખોદાને કોઇ જાંણી શકે નહિ.

૬) દરેક જણ એક પંકતીમાં હોયતો, ધંધો રોજગાર કરે નહિ અને દુઃખ સુખ જેવું હોયજ નહિ!

૭) જો ખોદાએ આ રીતનો કાયદો નહિ રાખ્યો હોતે તો બેહસ્ત અને દોજખની પરીવાર કોઇ રાખતે નહિ, અને પોતાને કોઇ સુધારી શકતે પણ નહિ.

૬૦૩ વિચાર, એ, એક એવી ચીજ છે કે, જો તમો ચોક્કસ માણસને માટે સારો વિચાર કરશો તો તેને સારી અસર થશે અને બુરો વિચાર, જો, તેને માટે કરશો તો, બુરી અસર થશે!

૬૦૪ તમારા કામ અને વાતચીતની આગળથી પુરવારી રાખજો, કારણકે સવાલ જવાબ થયા વગર રહેશે નહિ!

૬૦૫ તમો તમારા પૈસાનો સારો ઉપયોગ કરો, તેના કરતાં પારકાંના પૈસાનું કામ કરવામાં બેહદ કરકસર કરો, એમાં તમારી ખરી કીર્તી છે!

૬૦૬ પરવરદગારે પહેલાં દરેક ચીજ બનાવી રાખી હતી જયારે, તે જાહેર થઇ ત્યારે 'જેહાંન' શબ્દ બહાર આયો.

૬૦૭ કીરતારે દરેક ચીજની હદ રાખી છે, માટે તેજ હદમાં રહીને કામ કરવું. પણ નેકી અને અક્કલની બીલકુલ હદ રાખી નથી, કારણ, જેમ માણસ વધુ હદ ઓળંગી જાયછે, તેમ તેના ચલકાટથી, અંધારી ચીજ બહાર આવે છે!

૬૦૮ બેરાદર! રાસ્તી અને અશોઇ એ કાંઈ સોખન નથી તેમજ એ કાંઇ ખાવાનો ખેલ પણ નથી!

૬૦૯ રાસ્ત બોલનાર, પારકાના પગપર ઉભો રહેતો નથી! તેને નીચ ખુશામત જેવું હોતું નથી! કાયદાપર અમલ કરે છે! અને વખત આવવે બીજાને દેખડાવે છે! પોતાના જીગરથી પજેપળ ડરે છે તેથી ખોદા સમાન બીજાની પરવાર કરતો નથી! પોતાના કામપર ચોક્કસ રહી, વખતને આધીન થાય છે, તેથી કોઇની રાખરખાવટપર,આસરો બાંધતો નથી; અને આખેરીયત, તેનો વખત એવો બદલાઇ જાય છે કે પોતાના તનની સુખાકારી ન ચહાતાં, પારકાં માટે પોતાનો જાન ફીદા કરે છે!

૬૧૦ એક રાજા પોતાના તખ્તપર બેસીને અફસોસ કરશે, કે, મારા રાજ્યનું શું થશે! એક ગંજાવર દોલત ધરાવનાર શખ્સ, પોતાના દોલતની ચોરીના અર્થે, સંભાળ રાખવા રાતદીન નિરાંતથી જપ લેશે નહિ! એક, ત્રણસોનો કમાનાર રંજ ખેંચી, મહિનામાં, ખુલ્લા હાથનો થઇ જઇ, પસ્તાવો કરશે! ત્યારે ખરો બંદો, અને પોતાના ન્યામતપર હક્કતાલાના લાખોલાખ શુક્ર ગુજારનાર તેનેજ જાણો, કે, જે પોતાજોગું ધન મેળવી, તેપરજ પોતાનો અને પોતાનો ફરજંદોનો નિરવાહ (ગુજરાંન) કરે!

૬૧૧ જ્યારે તમો દુન્યાની લાલચોને વશ કરશો ત્યારે તમારા પોતીકા જીવપર પુરતો કાબુ મેળવશો, અને સાદા અને સુતરા ખોરાકપર રહેવાનું પસંદ કરશો!

૬૧૨ જીવ પોતે આંધલો છે, અને હમેંશા રહેશે! પણ મજબૂટાઈથી તેને હંફાવી રોશન કરવો એ સર્વે તમારા હાથમાં છે!

૬૧૩ જે વખતે, દુન્યાની બદીઓને વશ કીધી, કે તુરતજ ખુદરતી પ્રકાશ તમારા જીવ સાથે સદાકાળ રહેલો છે, તે પોતાના તખ્તપર આવી બીરાજશે! અને ફકટ તમોને ફરમાન આપશે. પણ તેનો કરનાર! પાલનાર! મુસીબતીનો ખેંચનાર! અક્કલનો દેખાડ-નાર! અને મગ્જનો શાંત રાખનાર! તે તમો પોતે નહી કહેવાય પણતે તો ફકટ તે છે! તે છે! **ખોદાઈ પ્રકાશ છે!**

૬૧૪ હાથીને માવતની અગત છે, સીંહને બંદુકની, ઘોડાને ચાબૂકની, પ્રાણીઓને ખેડુતની, ઝેરી જાંનવરોને ખેલાડીની અને આગને પાણીની જરૂર છે, જો આ ચીજોની ઉપરી કોઇ નહી હોય, તો, દુન્યામાં અનેક મુશકેલી, અને આફટ ઊભી થાય!

૬૧૫ તેવીજ રીતે, બીનધર્મ, અનીતી, અને બદનનો ચકચકીટ શણગાર, છૂટાપણું, અને તેથી નીપજતું આખરે છકેલપણું એ ચીજોને માંથે એક ચીજની ફકટ જરૂર છે, અને તે છે માત્ર 'અંદાજસર આંકોશ', અને આંકોશની લગામ રાખનાર પરવરદગારે નીમી આપેલાં માબાપો. માટે, જો, માબાપો, ખોદા તર્ફની આ મુખ્ય ફરજ ભૂલી જાય, તો એક સોખનથી માની લેવું, કે એ ચીજો ઉપર મવકલ કાબુ ધરાવનાર ભારેમાં ભારે સેતમ છે, યા કહો કે એની ટોંચપર ખોદાઇ ચમત્કાર ઊભો રહેલોછે! માટે જણૂજેવું કરશે તેણ તેવું પામશે! એમાં કાંઇ અજાયબી નથી.

**૬૧૬ દાકટરને નાજુક દરદપર નાજુક ઉપાય, અને જાલમ દરદપર જાલમ ઉપાય કરવો ઠીક છે કે જેથી કરી દરદ નાબુદ થાય.**

૬૧૭ તેવીજ રીતે, માબાપોને, પોતાના ફરજંદ તરફ છૂટની વેળા છૂટ અને ધમકીની વેળા ધમકી આપવા લાયક છે, કે જેથી કરી, તે બચ્ચુ નીતીમાન જીંદગી ગુજારે!

૬૧૮ તમારા કામકાજમાં સેંકડો ચીજો નજરે પડે છે, માટે હરવખત, તેને બારીકીથી તપાસી, તેના ગુણો બહાર લાવવાને કોશેશ કરવી જોઇએ!

૬૧૯ જેમ, તમારી અશોઇ વધુ હશે, તેમ, ઇનશાનોની પીછાણ તમો ફક્ટ ચશ્મપરથી કરી શકશો!

૬૨૦ લોકો જ્યારે આખો વખત વાત કરે છે ત્યારે તેમની મગ્જ શકતી વધુ ચપળ થાય છે, પણ અજબ છે કે જ્યાં ખુદરત સંબંધી વાત આવી, ત્યાં, મગ્જશકતી બીલકુલ નાતવાન બની જાય છે.

૬૨૧ દુન્યાને નાચરંગમાં જેટલો જોઇએ તેટલો વખત મળે છે, પણ હક્કતાળાની બંદગી આવી, ત્યાં, બીલકુલ ફરસુદ મળતી નથી. હું નહિ જાણતો કે, ખોદાનો શું કાયદો હશે કે બંદગી કેવા શખ્સોએ કરવી અને કેવાઓએ નહિ કરવી!!!

૬૨૨ જો તમારે લોકોનો કડવો સોખન નહિ સાંભળવો હોય તો, તમારા કામ અને ઝબાંનની છૂટ કોઇને આપો, ના.

૬૨૩ દલીલ (તકરાર) રજુ કરવી સહેલ છે, પણ અજાંમ (છેડો) લાવવો મુશ્કેલ છે!

૬૨૪ દલીલ એવી હોવી જોઈએ કે જેમાં ગંભીરપણું હોય! અક્કલ ખીલતી હોય! અને જેનો છેડો સુખશાંતીમાં આવતો હોય! પણ એથી ઉલટું જે પરીણામ આવેછે તે પરવારતાં માણસોની લેહજત છે!

૬૨૫ તમારી રંજનો હલકો ખોરાક તમોને લેહજતદાર લાગશે, અને થોડો ખોરાકને ગનીમત સમજશો, પણ જેઓ હાડકાં કસીઆ

વગર ખોરાક મેળવેછે, તેઓને તે સ્વાદીષ્ટ લાગતો નથી, જેથી તેમને વધુ ખાવાની હોંસ થાયછે!

૬૨૬ લોકોને જ્યારે જ્ઞાન નહિં હતું ત્યારે ફક્ટ એંકીનની રાહે ચાલતાં હતાં, પણ જ્યારે હવે જ્ઞાન મળ્યું છે ત્યારે બદીની રાહ એખત્યાર કીધી છે!

૬૨૭ જ્યારે નજર કરૂંછું ત્યારે ઓ દુન્યા! તું બહારથી હેતવંતી અને કદરવંતી અને ભેટ સોગાદી માતા લાગેછે! પણ અંદરખાનેથી તારો એક એક પડદો ફાડીને જોઉંછું ત્યારે તું હજારો બદીથ વીંટળાયેલી શાખા લાગે છે!

૬૨૮ સેતાંનયતપણાપર અને બેમરવતપણાંપર સ્વારી કરવાની છોડી દેવ; કારણ કે રાજવંશીઓએ પોતાનું રાજપાત એમાં ખોઇ દીધું છે. પેગંમ્બરી નામ ગુમ થયું છે! અને ખાંનદાંની વડવાઓના નામપર કાળી શાહીનો છેકો પર્યો છે!

૬૨૯ ખરી હલાલનો પૈસો સાથે નથી આવતો, તો 'મારૂ' 'મારૂ' કરીને મેળવેલી મતા સાથે કેમ આવશે? માટે, એવા ખોટા હક્કો મેળવી, તમારા જાંનને નુકશાંન ના કરો, પણ, તમારી ફરજ શામાં સમાઇ છે તેનો પહેલાં વિચાર કરો!

૬૩૦ તમો જનમ્યા ત્યારે ખાલી દફતર લેઇને આયા હતા પણ ખાલી દફતર લેઇને પાછું કૂચ કરવાનું નથી!

૬૩૧ ઝણુંન દુશ્મનીને મારી હથાવનાર ખુશી ખુરમીનો હિંગામ છે!

૬૩૨ દરેક બાબદનો વિચાર પહેલાં સામન્યરીતે કરો અને પછી ઊંડાણમાં ઉતરી, કાળી અને ધોળી બાજુનો સંપુર્ણ દરયાફત કરો!

૬૩૩ બૂરાઓને મદદ કરો તંગી વખત, ભલાઇની આશા રાખવી, એ પોતાને હવામાં અધ્ધર રાખવા બરોબર છે!

---



# ભાગ ૨ જો.

---

## કુદરત અને ખલકતનો ચિતાર.

---



## ખુદરત અને ખલકતનો ચિતાર.

**૬૩૪ જયારે જાંન પોતાના બંદીખાનામાંથી રણમાં પડે છે ત્યારે રાસ્તી તેના શરપર તાજ વ તખ્ત ધરે છે.**

૬૩૫ જો તમો દુન્યાનો અને ખુદરત ચિતાર સંપુર્ણ જોવા માંગતા હો તો, ખાલી, સ્ટીલ પેન, શાહી, અને કાગળનો ઉપયોગ કદી કરશો નહી

૬૩૬ દાનેશમંદો ! ચિતાર રજુ કરવા માંગતા હોતો, સર્વે ઝાડની કલામ બનાવો! દુન્યાના દરિયાના પાણીને શાહી બનાવો, અને દુન્યાના ઝાડના પાતરાંને કાગળ બનાવી, એકી વખતે લખવાનું શરૂ કરો !

૬૩૭ ખોદાને યાદ કરવાના રસ્તા રાત દિન અનેક છે, તેમજ તેને મળી જવાના રસ્તા પણ અનેક છે. માટે, તેની શોધમાં દુર જશો નહી !

૬૩૮ પરવરદેગારે કોઇને આલા તો કોઇને અદના બનાવ્યા છે, પણ તેની નજરમાં સર્વે એક છે; કારણ તેનો ન્યાય અને કાયદો સર્વતર્ફે એકજ છે !

૬૩૯ તેવીજ રીતે, જો એક માતપીતાને સાત ફરજંદ હોય, તો તેઓનાં હેત, તેમની તર્ફે એક સરખી રીતે હોતાં નથી તેથી તેઓ ગુનાહને પાત્ર કહેવાય નહિ!

૬૪૦ જો, એક માતપીતા, ફરજંદ તર્ફે ન્યાય અને કાયદા એક નહિં રાખે, અને, તેમને અપમાનની નજરથી જોતાં હોય તો, તેઓ ગુનાહને લાયક છે.

૬૪૧ માબાપ, એ, ખોદાના પ્રતીનીધી છે, માટે, તેઓએ ખોદાના કાયદાને માન આપવું જોઇએ, અને પોતાના ફરજંદોને, તેજ પગલે ચાલતાં શીખવવાં જોઇએ!

૬૪૨ ઘરમાંથી, બહાર નીકળો તો, બનતાં તલક તમારૂં સર નીચું રાખીને ચાલજો! (પારકાંઓ સાથે નેસ્બત રાખશો નહિ)

૬૪૩ તમારી બંને બાજુએ કોણ જાય છે! તેની પરવાર કરો, તેનાં કરતાં, તમારૂ કામ શું છે, તેની પહેલાં પરવાર કરી, હમેંશાં સીધો રસ્તો કાપતા જાવ!

૬૪૪ ભાઇઓ! તમો જીવપર કાબુ મેળવવા ચહાતા, હોતો, તમારી ઝબાંનને શાંત રાખો! અને ચશ્મને નીંચી ફેંકો!

૬૪૫ ઝબાંન પાંચ વાતે સારી છે! ને પચાસ વાતે બેહદ ખરાબ છે! ઓ ભાઇ! જો એક શખ્સ! લોકોથી ખરેખર રીતે હિંણાતો હોય, અને પોતાની લાજ ગુંમાવતો હોય, તો, તે ફકટ 'ઝબાંન'થી છે!

૬૪૬ ચશ્મ કાતીલ છે માટે, એને શરબતની મીસાલ બનાવવાની કોશેશ કરો! જો, એક શખ્સ! દુન્યાના ભલાને બૂરા ખેલમાં મૂકાતો હોય તો તે પહેલાં 'ચશ્મ'થી છે!

૬૪૭ ચશ્મ હોવા કરતાં, એક અપંગ આદમી સો દરજ્જે બહેતર છે! સબબ, તે કોઇપણ દિન દુન્યાના ખેલોમાં આવતો નથી તેથી બૂરાઇ શું ચીજ છે! તે, તે સમજતો પણ નથી!

૬૪૮ મૂગાં અને અપંગ આદમીઓએ, ખોદાના શુક્ર હર પળે ગુજારવા ઘટે છે! કારણ તેઓ ખોદાની નજરમાં નીરદોષ છે! અને, તેમનો 'વાલી' ફક્ટ તેજ છે!

૬૪૯ એક અપંગ યાતો એક નાતવાન માણસ તમારી પાસે દાદ માંગે, તો, બનતી જોગવાઇએ મદદ કરો અને તેમની હાલત પર દરયાફતકરો કે એવો વખત ખોદા ન કરે ને હમારો હોત! તો હમારૂં પણ શું થાત!

૬૫૦ તમારા અંતકરણની લાગણીને, દયાનું રૂપ આપવા માંગતાહોતો, લાચાર બેચારોની કદર બુજતા રહો!

૬૫૧ બહેરાં, મૂગાં અને અપંગ આદમીને, માયા મહેરબાની બતલાવતા રહેજો! પણ કદી ત્રિક્કાર બતલાવશો નહિં, સબબ, એઓના દુવા અને કદૂવા મ્ંગે મોંઢેના છે!

૬૫૨ મોંજ એક એવો ખડક છે, કે જ્યાં ઘણા ખરા સઘળા જુવાનોનું વહાણ આવીને અડડે છે, એ મોંજની શોધમાં, તેઓ બેસુમાર સઢો ચહડાવીને ઝીપલાવે છે, પણ તેઓ રસ્તો ખેડવા એક હોકાયંત્ર વગર જાય છે, અથવા વહાણ ચલાવવા માટે, એક પુરતી અજમાએસ, અને બુધ્ધીવાળા સુકાની વગર નીકળી પડે છે, જેથી કરીને તેઓની સફરના બદલામાં, તેઓને મોંજને બદલે, દુ:ખ અને શરમ સીવાય બીજું કાંઇ મળતું નથી!

૬૫૩ વાંચતીવખતે, દરેક બાબદ આપણે તપાસીએ છઇએ અને તે ઉપર વિચાર કરીએ છઇએ! તેંમજ મોંજ ભોગવતી

વખતે, જેબી ચીજ આપણે, જોઇએ યા સાંભળીએ, તેપર બરોબર તપાસ રાખવી તથા ધ્યાન આપવું જોઇએ!

૬૫૪ કામ દુશ્મન છે! અને મોંજ દોસ્ત છે!

૬૫૫ આખો દહાડો કામ કરતાં, આપનાં દિલના જુસ્સાઓને નરમ પાડવા મોંજ (ખરી) આપણુને મદદ તથા લેહઝત બક્ષે છે! પણ, આળસુ માણસ મોંજનો ગેરઉપયોગ કરે છે!

૬૫૬ જેને માંથે કોઇ પૂછનાર યા પરછનાર હોય નહી જેને ખોદાનો ખોફ હોય નહી; તેને દુન્યાની લાજ તે કયાંથી હોય?

૬૫૭ જેને છોડી લાજ તેને મળ્યું અરધું રાજ!

૬૫૮ મોહતાજમંદો! પૈસાદારોનું જોઇને, તમારી ઝુંપડી તોડીના પાડતા, નહીતો, મહેલ લેવા જતાં, બેહાલ થવું પડશે!

૬૫૯ પૈસાદારો ગમે તે રીત એખત્યાર કરે પણ ગરીબોએ તે રસ્તે ચાલવું નહી! સબબ, એ ખોદાનો કાયદો તોડવા બરોબર છે! અને ખુદરતી નેમેલી ચીજને અપમાનકરવા જોગ છે!

૬૬૦ માલેકે! ઇનશાંનને જેપંકતીમાં મૂકયાં હોય, તેજ પંકતીમાં રહી, પોતાનું ગુજરાણુ કોઈ પણ પ્રકારે કરવું! એમાં ખોદારાજી છે! અને પાછળથી તેના સુખમાં, હમેંશનુ સુખ સમાયલું છે!

૬૬૧ સારી ઝબાંનનો ઉપયોગ કરનાર, બીજાઓનો પ્યાર હરણુ કરી લે છે! અનેક વાર તેનાં ગુનાહ ગુપ્ત રહે છે, અને, તેના-પર કોઇબી રીતનું તોહમત આવી શકતું નથી.

૬૬૨ દાનેશમંદ! તેને જાંણો, કે, જે સો સોખનને ફકટ પાંચમાં મૂકીશકે!

૬૬૩ જે માણસ પોતાના જીગરમાંથી ફકટ દાનાઇના સોખન કાઢે, તે પોતાની જીભને તાળું મારેછે, અને જયારે તેનો ખરો ઉપયોગ કરવાનો હોય, ત્યારે તેને ચાવીથી ખોલે છે!

૬૬૪ ઝબાનનું કામ પૈસાની લાલચ દેખડાવે છે! જીગરનું કામ ફકટ ભલાઇનો માર્ગ બતલાવે છે!

૬૬૫ સેંકડો રૂપીયા મળે છતાં, જૂઠા સોગન ને જૂઠી ગવાહી પૂરશો નહિ; નહિંતો એ ખરેખરી પાયમાલીની નિશાની છે!

૬૬૬ ભાઇ! કોઇને સતાવવાનું કારણ શોધશો નહિ; વખત આવવે, તે દુઃખી માણસ પોતાના બદનમાંથી હાય મારેછે, ત્યારે તે શખ્સને નહિ, તેના કુટુંબને નહિ. પણ આખા ગામને ઉજ્જડ વેરાન કરી નાંખે છે!

૬૬૭ પોતાના જીગરને કદુવા દેવા અને જાંણી જોઇને લોકોનું મન મનાવવું, એ કાંઇ સાચા માણસનું કામ કહેવાય નહિ.

૬૬૮ તમો નેંક આદમી હો, પણ, તમારી ચાલચલણ બીજાઓને પસંદ નહિ પડેતો, ત્યાંથી દુર રહેવું તમારા લાભમાં છે! પણ ફેસાદ કરવો એ તમારા ગેરલાભમાં છે!

૬૬૯ ફકીરી હાલત, તવંગરીમાં ફેરવાય છે! અને તવંગરી ફકીરીમાં ફેરવાય છે! માટે દલગીર થવાનું કશું કારણ નથી!

૬૭૦ જે માણસ પોતાના માતપીતાનો એક હોય, અને તે જો બેહદ લાડથી ઉછેરાયો હોય, તો, તેનો લાડ તેના ઘરમાં શોભે! બહાર શોભાવા જઇએ તો, તે, અને તેના માતપિતા અપમાનમાં મૂકાય!

૬૭૧ ચાર ચીજ—૧ દુસ્મન, ૨, ઑરત, ૩, દારૂડીઓ, અને ૪, 'મૅડ' એઓ રસ્તામાં મળે, તો, એઓના રસ્તા મૂગે મોંઢે ખુલ્લા કરી આપજો!

૬૭૨ જે માણસ ધરતીપર ઘણું કૂદે, તેને ખુશીથી કૂદવા દેજો! કારણ, એક કૂદકા સાથે પાછું ધરતીને નમન કરવાનુ છે!

૬૭૩ જેના ઘરમાં, આવક કરતાં જાવક વધારે હોય, તેઓથી ડરીને ચાલજો! અને, દોસ્તી રાખવી હોય, તો દુશ્મનાઇને પણ સાથે ભાગ્યો કરજો!

૬૭૪ દુન્યાનો બોજો માથાંપર લેઇને હજુ કેટલો વખત લંબાવશો? અને નાહકનો ધરતીપર કાંય ભાર બોજ કરી રહ્યા છો? માટે, એવા તકલીદી ભારને હવામાં ઊડારી દેવ!

૬૭૫ જો તમારામાં કદર અને ભીતરની લાગણી હોય તો, દશ માણસનો ખોરાક બીજા દશ માણસ ખુશીથી ખાય, અને પાંચ માણસની બેઠકપર, બીજા પાંચ, ઘણી આસાનીથી બેસી શકે, અને પાંચનું જોર, દશ માણસની બરાબર થાય!

૬૭૬ હરેક જોઈતી ચીજ હમેંશા પાસે રાખો કારણકે એપર ખરચેલો પૈસો ઘણો બરહક્ક છે, અને એના ઉપાય નધારેલા આવી પડેછે!

૬૭૭ જે ચીજ હસ્તીમાં છે, તે પરવરદેગારની છે, અને જે નથી તેપણ પરવરદેગાર તર્ફથી છે.

૬૭૮ દરેક માણસને એક ગણો, યાતો દરેકના એક થઇ રહો, પણ સદાકાળ મતલબથી દૂર રહો!

૬૭૯ જે માણસ દરેકની કીમત એક સરખી ગણે છે, તેવા શખ્સને ખબર નથી કે મારી પોતાની કીમત શું છે!

૬૮૦ તકસીર માફ કરવામાં મોટાઇ તથા માન સમજો, પણ હરઘડી માફી બક્ષવામાં અપમાન સમજો!

૬૮૧ એક ગુનેહગારને ત્રણ મરતબે તપાસો ૧, ફરજીઆત કામ કરવું પડયું છે કે નહિ, ૨, જાણીજોઇને ગુનાહ કરવામાં તેને શું ફાયદો હાંસલ કીધો ૩, કોણની ઊશ્કેરણીથી તેને કામ કરવું પડયું. આનું પરીણામ જે આવે તેપર તમો તેને ફાયદા ભરેલા રસ્તા દેખાડો અને રહેમદીલી બતલાવો, જેમાં, તમારી ખરી નેંમ છે!

૬૮૨ તમારા સદ્‌ગુણો અને કામ કાજને આગલ ખીલવવા એક તેજસ્વી હથીઆર બનાવો; જેનો ચલકાટ અંધારા રસ્તાને રોશનીદાર કરશે (કુનેહ અને છતા એવી રાખો કે દરેક જણ તાજુબ થાય!)

૬૮૩ દુન્યાના ખેલો બારીકીથી તપાસવા હોય તો ફકીરી હાલતથી તપાસતા રહેજો! અને જયાં જાવ ત્યાં નિરદોષ અને કમ-અક્કલી માણસનો દેખાવ દેજો!

૬૮૪ ગામના લોક ગરીબાઇથી, કેળવણી, હુનરમાં પછાત હોયછે, પણ, તેઓ આચાર વિચાર અને કામકાજમાં કુનેહબાજ હોય છે!

૬૮૫ શહેરના લોક કેળવણી અને હુનરમાં આગળ વધેલા હોય છે! પણ જ્યારે ખપ પડે છે, ત્યારે મુંખ્યકરી નાજુકપણાં સીવાય, બીજું કશું મળતું નથી!

૬૮૬ શહેરના લોક, જ્યારે એકાદ ગામમાં પગ મૂકે છે, ત્યારે તેઓ એવું સમજે છે કે, હમારા જેવા અક્કલમંદ અને

સુધારાવાળા, બીજા નહિં હશે, પણ, દરયાફ્ત કરતાં ભુલી જાય છે કે, ગામના લોકતો, ઝટ વારમાં, સર્વેનું તોલ કરેછે!

૬૮૭ ઘરમાં તરેહવાર જાતનો ઉદ્યોગ કરશો તો, કોઇ જોવા આવવાનું નથી, પણ, ઉદ્યોગ સાંમે લાજ રાખશો તો, સૌ કોઇ જોશે!

૬૮૮ એક સ્ત્રી મરદ કરતાં, ઘણી નાજુક અને નાકૌવત હોય છે છતાં, તેજો, આખો દિવસ ઘર સંસારી મહેનતમાં પડે તો, એક આળસુ માણસને, પોતાની હથેળીમાં રાખી શકે છે!

૬૮૯ તમારે બેહદ થંડી, સરદી, અને ગરમીને કાપવી હોય, તો, તમારે માટે સહેલો ઉપાય એજ છે કે, જે કામોમાં તમોને તીરસ્કાર છૂટે, તેવાં કામો પહેલાં હાથ કરો, જેથી, તમારી મગજ શકતી, બીજું બધું ભૂલી જશે!

૬૯૦ લોકોના કામની વખાણ કરવી, તેના કરતાં તમો ઉત્તમ પ્રકારના કામો કરી, બીજાઓને તમારી વખાણ કરવા દો!

૬૯૧ જો એક ખડકે લાધેલી સ્ટીમરને બીજી સ્ટીમર આવીને મદદે ન પહોંચે, તો દરયાઇ મોજા ધીમે ધીમે તેનો કચડઘાન કરી નાંખે છે, અને સેવટે કેપટન પણ દરિયાની તળેટીમાં જતો રહે છે. તેમજ જો એક દુઃખના દરિયામાં સપડાયલી કોમને તેના તરનાર મદદે નહિ પૂગે, અને શોર બકોરપર, લેશભાર ધ્યાન નહિં આપે, તો સેવટે, કોમ નાબુદીના પરડામાં ફરવાઇ જાય છે. અને તેના ઉપરીઓ પણ આખરે બે હાલ થઇ પડે છે!

૬૯૨ જો તમો કુદરતનો ચમત્તકાર જોવા માંગતા હો, તો દુન્યાના રંગને બરોબર તપાસો, અને ત્યારબાદ ખાલેસ દિલથી બંને ચીજોનો ઊંડો વિચાર કરો.

૬૯૩ લોકોના ચહેરા તર્ફ જુઓ, અને વાતચીતમાં વખત પસાર કરો, તેના કરતાં, દિવસના એક કલાક તમારો પોતાનો ચહેરો છાપની માફક મગજપર ઠસાવવાની કોશેશ કરો, અને તમારા અંતરના ભેદના પડદા ખુલ્લા કરવાની તજવીજ કરો, કે જેથી-કરી તમારૂં મગજ એવાજ કામપર લક્ષ દેશે!

૬૯૪ ખોદાતો તમારી નજદીક છે, પણ તમો તેની નજદીક નથી; માટે હિંમત, ખંત, અને હુશયારીથી એની આગળ વધો!

૬૯૫ ભાઇ! દુન્યા તજી, ખોદાની શોધમાં બીઆબાન જંગલ અને પાહડો ખેડવા, તેના કરતાં, આ દુન્યાને ખેડી, એકાંતવાસો અહીંજ ભોગવવો, એમાં ખરી કીર્તી છે!

૬૯૬ એક યોગી (ખોદાને માનનાર) પોતાના બાળ બચ્ચાંને દુન્યામાંથી છોડી જઇ, બહાર જવાની હિંમત કરે, તેના કરતાં, એક અશો માણસ ફકટ આ દુન્યામાં રહી, સો માણસને, સો સોખન આપી કોઇબીરીતે પોતાનો અને પોતાના ફરજંદનો નીંભાવ કરે, તો, તે ખરો બખતાવર અને ખરૂં એકીન (ચુસ્ત) રાખનાર છે, એમ જાંણો!

૬૯૭ જો તમોએ નેકીનાં બી, આ જેહાંનમાં વાવ્યાં હોય! જો તેનાં, પુષ્પ અને ફળોની સુગંધી, લેવા ઇચ્છતા હો! જો તેની લેહજતમાં દિવાના બની જતા હો! તો, તે સર્વે ત્યાં છે! ત્યાં છે! પેલી જેહાંનમાં છે! પણ અય ખાકી જેહાંનના રંજ ખેંચનારાઓ! તે આ પાપી જેહાંનમાં નથી!

૬૯૮ જેમ એક વાસણમાંનો પ્રવાહી પદાર્થ બીજી ચીજમાં (વાસણમાં) નાખવાથી એકી વખતે બે ખ્યાલ કરવા પડે છે; અગર

જો એ ઉપર સંપૂર્ણ ધ્યાન નહિ પુગાડીએ તો તે પ્રવાહી પદાર્થ એક વાસણમાંથી ગળી જવા વગર રેહેતો નથી.

૬૯૯ તેમજ એ ઇનશાંનો! ઘરમાંથી બહાર નીકળો તો, આ બેદિલ દુન્યા અને ચમત્તકારીક ખુદરતનો એકી વખતે ખ્યાલ કરતા રહેજો!

૭૦૦ ભાઇ! દુન્યા મક્કારી, ને ફરેબ છે; ખુદરત ચિત્રવિચિત્ર છે; એક કામ કરો તો હમેશા તપાસીને કરતા રહેજો!

૭૦૧ જેમ એક મઝબુત ઇમારત સદાકાળ રહેતી નથી; પણ રફતે રફતે આખી ઇમારત ભોંયપર તૂટી પડે છે! તેમ જીંદગી પણ ધીમે ધીમે બૂજાતી જાય છે, અને એકાએક જીવ તેમાંથી એવો નીકળી જશે કે લેશભાર ટક પણ આપશે નહિ, માટે હમેશા ચેતીને ચાલજો!

૭૦૨ જો એક આખી બત્તી સંપુર્ણ તેલથી ભરી હોય, અને જો તેને સળગાવવામાં આવી હોય, તો તેની પહેલી રોશની ભભુકેદાર હોય છે; જેમ, તેલ પસાર થાય છે, તેમ રોશની કમી થાય છે; જ્યારે, તેલ બળી રહેવાની અણીપર હોય છે, ત્યારે પ્રકાશ સહેજ માલુમ પડે છે; અને જે વખતે તેલ ખલાસ થાય છે, ત્યારે ફકટ ભીંજવાયલો કાકરો બળતો રહે છે!

૭૦૩ તેવીજ રીતે, તમારૂં ભર જુવાનીએ, લોહી ઉછરી જવાનીનો પુરતો પ્રકાશ ફેંકે છે; જેમ જુવાની પસાર થાય છે, તેમ લોહી કમી થતું જાય છે, જ્યારે બૂઢાપણાનો વખત આવે છે, ત્યારે લોહી ચાલ્યું જાયછે, અને આખર, જુવાનીમાં જે કસાયલાં હાડકાં હોય છે, તેનો માત્ર ઉપયોગ થાય છે!

૭૦૪ જર, જોબન, ને જીંદગી, ભલા કોઈની રહી નથી માટે, એ ભાઈ! એપર મદારત કદી બાંધતા ના.

૭૦૫ તમારા વાજબી હક્કને છોડો નહિ; પણ ગેરવાજબી હક્ક હમેંશા તોડો; તોજ તમારૂં પ્રમાણીકપણું જળવાતું રહેશે!

૭૦૬ જો એક શખ્સ દુન્યાની દૌલત ધરાવતો હોય, જો તે, તેનાથી એક મીનારો આસમાન તલક બાંધવાનું શરૂ કરે! છતાં, તેને માથે આસમાની ચક્ર ભમે છે! અને નીચે મોં ખુલ્લું કરી ધરતી માતા ઊભી રહીછે, માટે, એના વખત આવવે, એ ખાકમાં ગરક થશે! જેથી, ભાઇઓ! એવાં એવાં તકલીફી કામો કરી જેહાંનમાં મશહુર થવું, એ કાંઇ પરોપકારીનું કામ કહેવાતું નથી!!

૭૦૭ બાગ બગીચા, જર જવાહીર, દૌલત, સુનું રૂપું ને બાદશાહી મહેલો, એ સૌ ફનાં થઇ જવાનાં!! અને, આ નાજુક અને ખૂબસુરત, ઝળકતું ને ચળકતું શરીર પણ ખાકને સ્વાધીન થવાનું! માટે, આ સર્વે રંજ ખેંચીને, બળાપો કરવાનું છે!

૭૦૮ ખાવો પીવો, ને છૂટા હાથથી મુફલેસોમાં ખેરાત કરો, અને ખોદાની બક્ષેશ તમારા સરપર ધરો!

૭૦૯ ઘર, રાજાનો મ્હેલ અને આ ખલકત, એક મુસાફરખાનાની માફક છે!

૭૧૦ એક દરવાજે આવવાનો, અને બીજે દરવાજે ગુપચુપ પસાર કરવાનો; અને તમારી ખાલી પડેલી બેઠક પર બીજો આવીને વળી, મુકામ કરવાનો; માટે, આ દુન્યાના રંગો તો એવા છે એનાપર ભરોસો રાખીને બેસશો તો ખત્તા ખાશો!

૭૧૧ જેઓ ભલાઇ કરવા બહાર પડે છે, તેઓને ઝબાંન નથી જેથી તેઓ આ જેહાંનમાં મુગાં માણી લેખાય છે! અને જેઓ ભલાઇ નથી કરતા, તેઓને તેજસ્વી ઝબાંન છે, જેથી તેઓ બાહોશ અને કુંનેહબાજ આદમી ગણાય છે!

૭૧૨ જેઓ સમજેછે તે 'એક' છે અને જેઓ સમજતાં નથી તે પણ 'એક' છે અને તે છે ફક્ત હક્કતાળા.

૭૧૩ જેઓ થોડું બોલે છે, તે એટલાજ ખાતર કે તેઓ બીજાઓ પાસેથી વધુ જ્ઞાન મેળવવાની આશા રાખે છે!

૭૧૪ જો એક દેશમાં બે રાજા હોયતો તે આખા દેશને નુકશાંનકારક છે, તો ધારો કે દરેકજણ પોતાને ઘેરના પાદશાહ તરીકે સમજતા હોય તો તે કેટલે હદ સુધીની નુકશાંની છે!

૭૧૫ એક લેહજ્જતદાર અને એક હિંમતી સોખન આગળ, સો માણુસની પૈસાની મદદ નકામી છે.

૭૧૬ જરથોસ્ત જેવા નામાકીત પેગમ્બર, (જેવનના રૂહપર હજારઘણી આફ્રીન હોજો!) એક વેળા સચ્ચાઇની હદ ઓળંગી ગયા હતા! જેને ખોદાતાલાએ પોતાની ખુદરત અને ખલકતના પદડા ખુલ્લાકરી, ફુલપનથી વધાવી લીધા હતા!! તેનો જગ આશ્કારા થયેલો મહજબ, જો તેની બુલંદીપરથી પાતાલમાં પણ એકવાર જઇ પડે, છતાં, તે કદી ડૂબનાર નથી! તેનો ચલકાટ કદી નાશ પામનાર નથી! તેનું પવીત્ર રૂહ તેનાથી કદીપણ છૂટું પડનાર નથી! અને ખોદાની નેગેહબાંની, રૂઝે કયાંમત સૂધી તેને છોડનાર નથી! તો મારા જ્ઞાની બંદુઓ! જેમ તમારાથી બને તેંમ એનાપર જાંનફેશાંની કરો! અને હિંમતથી હાર ન ખાતાં, તેની રોશની એકવાર ફરીથી આ જગતમાં પાંથરો, અને એમાંજ તમારૂં ખરૂં સુખછે એંમ જાણો!

૭૧૭ જવાંન! તું શરાબ! શરાબ કરી આ જેહાંનમાં શોર-બકોર કરી રહ્યો છે; પણ તારી સમજમાં બેહદ ભૂલ છે. તું જાંણ કે, જે ચીજ તારી અક્કલને ગુંમ કરે છે! તારા જીગરને નુકશાંન

કરે છે! તારી ઇજ્જત આબરૂનો ભંગ કરે છે! તારા પૈસાની ધુળધાણી કરે છે! એ ચીજ શું તે ખોદાને વહાલી છે!

૭૧૮ તું શરાબપી એટલે કે તું શરબત ( અમ્રત ) જેવી ચીજ છે તે તારા જીગરમાં દાખલ કર, તે ફક્ત **'ખોદાઈ ઈશ્ક'**છે!!

૭૧૯ જે માણસ ખોદાને મળી જવાની શોધ કરે છે તે પોતાના અંતકરણને હદથી જયાદા ખુરા ખુશાલ કરે છે!!

૭૨૦ જયાં પોતાનો લાભસચવાતો હોય, ત્યાં દીલપઝીર દેખાવ હોય છે, પણ જયાં બીજાનો ફાયદો સચવાતો હોય ત્યાં પઝમુંરદ ( નાખુશી ) દેખાવ થઇ રહે છે.

૭૨૧ દુન્યા પોતે મક્કરથી ભરેલી છે, તો, તેનામાં શક્કર જેવી ચીજ કેમ દાખલ થઈ શકશે!

૭૨૨ માનમરતબાની કુનેહ ઘણી સારીરીતે પીછાણોછો. પણ તેની પીછાણ કરાવવાને વાસ્તે અમલ કરતા નથી એ અજબ જેવું છે.

૭૨૩ બામદાદનો વખત એવોછે કે તમો એક કલાક કામ કરોતો તે, દિવસના બે કલાકની ગરજ સારે છે. અને મગ્જને શાંતી બક્ષે છે.

૭૨૪ બૂરા માણસો પોતાની હેયાતીમાં ખોદા સાથે દૂરથી દુશ્મનાઇ રાખે છે, ત્યારે તેઓની હૈયાતીબાદ ખોદાની નજદીક જશે, તો, દુશ્મનાઇનો પાર રહેશે નહી. માટે એવી વખતે તેઓનો મુકામ કયાં થનાર છે, એ વિચારવું સેહલ છે!

૭૨૫ જયાંસુધી એક બૂરો માણસ પોતાને સુધારતો નથી ત્યાંસુધી તે, પરહેજગારને વહાલો લાગતો નથી, તેવીજ રીતે, જયાંસૂધી,

આપને અશો થતા નથી, ત્યાંસુધી ખોદા તર્ફ જવાને આપને શકતીવાન કદી પણ થનાર નથી.

૭૨૬ ઘરબારને સ્વચ્છ રાખો, અને જુઓ કે સફાઇ રાખવાથી તમારૂં મન કેટલું ચલકતું થાયછે!

૭૨૭ ઘરની સુઘડતાઈ હશે, અને ઇનશાનની પોતાની પણ હશે, તો, એક એબનું ઢાંકણુ થશે!

૭૨૮ ઓરવર (ઝાડ) અને ગાય ગોસપંદ (પ્રાણી) એઓના તરીકા મુંજબ તમો પોતે થજો!

૭૨૯ ઝાડ આપનને વનસ્પતી અને ફળફળાદી બક્ષે છે, અને ગાય ગોસપંદ આપનને દૂધ, તથા બીજી ચીજો આપેછે, ત્યારે, આપને તેઓને દુઃખ દેવું નહિ જોઇએ! પણ સંપુર્ણ ફાયદો દેખડાવી, આપના જાતભાઇઓ તર્ફ ભલાઇથી વર્તવું ઘટે છે!

૭૩૦ જો એક શખ્સ પોતાના માત પિતાનો એક હોય, અને જો તેનાં સગાં સ્નેહીઓ, એક ઘડી પણ તેનો પીછો નહિં છોડતાં હોય, તો તે નરને કહેવું સજાવર છે તેમજ આગમજથી દિલાસો આપવો રવા છે કે, મારાં મરણબાદ, આખા શહેરને જમણ આપવું, અને શહેરના લોકને હોકમ ફરમાવવો કે 'જેને ત્યાં કોઇનું મરણ કદીપણ નીપજ્યું નહિ હોય, તેઓએજ ફકટ ઇજનને માન આપવું!'

૭૩૧ તમોએ દુન્યાના મેવા બધા જોયા હશે! અને બધા ખરીદયા હશે! પણ પોતીકી માતાસમાનનો મેવો, દુન્યામાં આજદિનસુધી હાથ લાગો નથી.

૭૩૨ જો એક માતા પોતાના બચ્ચાંને ઘેરમાંથી બહાર કાઢે, જો તેને એ સોખન કડવા બોલે, જો તે બચ્ચું તેની માતાને રંજ

આપે, છતાં, આખરે, તેની માતાજ તેને પ્યારની નજરથી જોશે! એ ભાઇ! ખુદરતનો ખરેખરો ચમત્તકાર એમાં સમાવેલો છે, માટે, હમેશાં એને નમીને ચાલજો!

૭૩૩ ઘરમાં ગમે એવી આફ્ટ આવી પડે પણ તેનો અટકાવ-કરનાર, અને, તમોને ઉધારનાર તમારી પોતીકી માતા છે!

૭૩૪ જેની માતા આ જેહાંનમાંથી કૂચ કરી ગઇ, તો તમો ખાતરીથી માનજો, કે તેનાં ઘરનો માન અને મોભો, સલાહ સંપ ને સુખ! તેની સાથેજ ગયું.

૭૩૫ જો, તમો પોતે દુખી હો તો તે દુખી છે, જો તમો પોતે સુખી હો તો તે સુખી છે! માટે દુખમાં ને સુખમાં, માતા જેવો વહાલ, આ દુન્યામાં બીજું કોઈજ નથી ધરાવતું!

૭૩૬ જેમ એક ઝાડપર ફળ આવતાં, તે ફળ હમેંશા, તેને નમન કરેછે (ઝુલેછે) પણ, ઝાડની ટોંચપર કદી ઉગતાં નથી! તેંમ ફરજંદો! તમારી માતાને હમેંશા માન આપીને ચાલજો, પણ તેની ઉપરી કદી થતાં ના!

૭૩૭ ગુલાબનું ઝાડ વેલામાંથી ઉગતું નથી, પણ કાંટામાંથી પસાર થાય છે, અને તે પહેલાં પોતાની કળીનો પ્રકાશ બહાર કાઢે છે, અને ત્યાર બાદ, એકાએક પોતાનો દેખાવ પુર બહારમાં નીકળી, સર્વે લોકોને આંજી નાંખે છે!

૭૩૮ તેવીજ રીતે તમો ભાઇઓ! દુખના દરિયામાંથી પસાર થતા રહેજો! તમારી જુવાનીનો પડછાયો ધીમે ધીમે બહાર કાઢજો! અને ત્યારબાદ ન ધારેલીરીતે દુન્યાને તમારાં ભલાં કામોથી હેરત કરી નાંખજો!

૭૩૯ ઇજ્જત આબરૂ સૌ કોઇને વહાલી હોયછે, અગર હોય તે લુચ્ચો યા હોય તે સાચો શુરવીર.

૭૪૦ ઇજ્જત આબરૂ પારકાની લેવો તેનો કરતાં તમો પોતે આબરૂમાં રહો, એજ લાખ દરજ્જે કીમતી અને એની શોભા જીંદગી સુધીની છે!

૭૪૧ રાસ્તીને કાંઠે જનાર હોતો, હમેંશા તેના કાંઠાપર જઇને મુકામ કરજો! પણ અરધે દરિયે જઇ, નામ બૂડાવશો નહિ!

૭૪૨ રાસ્તીથી (અપક્ષપાતપણે) તમારો દોસ્તો અને શોકો ઝાઝોવાર ટકશે નહિ! હરેક જગ્યાએ નાહકના હીંણાશો! દુન્યા, સતાવવાનું કારણ શોધશે! નીંચ મતલબો તમારાપર ગુજરશે અને આખર તમોને એકાંતવાસો ભોગવવો પડશે! પણ બેફીકર રહેજો, '**એક**' છે અને '**એક**' રહેશે જે તમારી કદર પળે પળ બૂજશે!

૭૪૩ જો તમારો મગ્જનો વિચાર સાબેત હશે, તો, જે ચીજ બીજાંઓ અંધારામાં જોશે તેજ ચીજ તમોને ઉજ્જરડાંમાં માલુમ પડશે! (નાલાયક માણસોની ચશ્મપર હમેંશા સીહા રંગનો પડદો ફરી વળેલો હોય છે!)

૭૪૪ સુરજની રોશની બામદાદ વખતે, ઘણી થંડી હોય છે પણ બપોરના સમયે પુર તેજમાં હોય છે, તેમ, તમારૂં એકાદ સહાસ કામ પહેલાં, વધુ દીપશે નહિ. પણ આસ્તે આસ્તે તમો આગળ વધશો, તેંમ તમારૂં કામ પુર ચલકાતમાં ફેરવાઇ જશે!

૭૪૫ જયાંસુધી લોખંડ આતશમાં જતું નથી ત્યાં સુધી તેનો મેલ સંપુર્ણ નીકળી ચોખ્ખું થતું નથી. તેવીજ રીતે, જો એક માણસ બીકટ મુંશ્કેલી ખમ્યા વગર, એશઆરાંમમાં દિવસ કાઢે, અને

જણાવે કે હું પવિત્ર છું તથા રાસ્ત છું, તો, તે માણસ ખુદરતને ઠગવાનો દાવો કરે છે!

૭૪૬ કરકસર એ ઉત્તમ ચીજ છે, પણ જેઓનો હક્ક થતો હોય, તે જો વાજબી રીતે અદા નહિં કરીએ, અને કાપકુપ કરવાનો વિચાર રાખ્યે તો, તે કરકસર નહિ, પણ નહિં માફ થઈ શકે એવો ગુનાહ છે.

૭૪૭ એક તર્ફ પૈસો, અને બીજી તર્ફ પ્યાર, આ બે ખુનખાર લડાઈ છે, એની મદદે જેઓ ગયા તેઓ પાયમાળ થઇને પાછા ઘરે ફરયા એમ માનજો!

૭૪૮ લોકોને હેરાન કરવા, અને નાહકના ઊંધાડા પાડી લાયક કામોનો અટકાવ કરી, પોતાની નોંક જાળવવી તેનાં કરતાં તો ભીખ માંગી બે ઇજ્જત થવું સો ઘણું કીંમતી છે!

૭૪૯ વારે ઘડીએ મીજાસ ખોઇને વાત કરવી, એ બીવકુફ અને બીનવિચારનું કામ છે! પણ એ કાંઇ 'તરફરની નીશાની' કબુ હોતી નથી!

૭૫૦ જે, માણસ સર્વેનું ગુપચુપ હમેશા સાંખી જાય, અને તેઓના બોલ (વખત આવવે) તેઓનાજ ગળામાં પાછા મૂકે, અને તુરતજ તેનો પતાવત કરે, તો, તે ગ્રહસ્થ, દાનાવ, અને આપ-એખત્યાર માણસ લેખાય!

૭૫૧ ચોપડી ઘણી વાંચી, એટલે જ્ઞાની બની ગયા એવું ધારવું દરૂસ્ત નથી, પણ થોડી લાયક ચોપડી વાંચી, હમેંશા ચોક્કસ બારીકી પર અમલ કરવો, એ એક ઊંડા મગ્જની નિશાની કહેવાય!

૭૫૨ હમેંશા ચોપડી યા કોઇપણ ચીજ વાંચો, તો, તમોને જે સારૂં લાગે, તે, એક ફાલતુ ચોપડી પર નોંટ ડાઉન (ઉતારો

કરવો) કરી લેજો! જે ચીજ ફરસુદના વખતે, તમોને આરાંમ આપશે, અને ઉગરમાં તે કોતરાઈ રહેશે!

૭૫૩ કિસ્સા કહાંણી અને રમુંજી ટુચકા ઇનશાંનને ઘડીભાર રમુંજ બક્ષે છે, પણ મગ્જને અચોક્કસ બનાવી ખોદાની તારીફ અને ખલકતની ભલાઈથી દૂર રાખેછે!

૭૫૪ ચોપડીઓ હમેંશા તેની મતલબ સાથ વાંચજો; નહિ સમજણ પડે તો, આગળ વધશો નહિ! તમો એવી બાબદોમાં બેદરકારી વાપરો, તો, લખનાર ધણીની મતલબ બીજી હોય, અને, તમારી સમજણમાં કાંઇ બીજુું માલુંમ પડે, કે જેથી, તમોને ખોટે માર્ગે જવાની ફરજ પડે! માટે, હમેંશા ખબરદારીમાં રહેવું, એ તમારા પોતીકાં ભલાંને કીજે છે!

૭૫૫ ઝબાંન કોઇવેળા નમી જાયછે અને કલમ દિલના જુસ્સાને ટેકો આપે છે; માટે, બારીકીપર ઉતરવું હોયતો ઝબાંન બહેતર છે!

૭૫૬ ઝબાંનનો કોઇ શાક્ષી નથી, પણ કલાંમતો પોતે શાક્ષી છે!

૭૫૭ ખુદરતી ચીજના આકારને ઇનશાંન, ગમે એવું સારૂં રૂપ આપવા ચાહે પણ, જે એનો આકાર છે, તેજ રહેછે! તેમ આપની ચાંમડી ડીપાવવા ગમે એવો સારો રંગ કરીએ, પણ આખરે તો જેવું તેજ છે!

૭૫૮ ઊઠો અને કરો; સવારના પહોરમાં જલદીથી ઊઠો, માલેકનું નામ ઝબાંન પર મૂકી, ધંધો રોજગાર કરો, અને આળસાઇના ઘરને જડમુંળથી તોડી નાંખો!

૭૫૯ થોડું અને વિચારથી બોલેલાં માણસને દુન્યા મીંજાસી તરીકે પીછાંણે છે, અપક્ષપાત્તવાળા (સાચા) આદમીને, દુન્યા મગરૂબ કહેછે, માટે, હમેંશા સીધો રસ્તો લેતા રહેજો!

૭૬૦ રાસ્ત આદમીએ પહેલાં ખોદાનો ડર અને પછી દુન્યાનો ડર રાખવો જોઇએ!

૭૬૧ બીનરાસ્ત આદમીએ, પહેલાં, દુન્યાનો અને ત્યારબાદ ખોદાનો ખોફ રાખવો; કારણકે તેઓને દુન્યા સાથે જાવેદાંનસુધી કામ લેવાનું છે!

૭૬૨ પારકી પીડા માથે લેશો નહિ, અને તેનો વિચાર પણ કરશો નહિ; કારણ એવાં કામથી ઇનશાંન દીવાનો બને છે, અને, મોં આગળ શુભ કાર્ય હોયછે, છતાં, તેને દેખાતું નથી!

૭૬૩ પારકી ખબર દાનાવ ગ્રહસ્થોને પૂછવાનું દરૂસ્ત વિચારતા ના; નહિંતો, થોડો ઘણો વાતચીતનો વહેવાર પણ તૂટી જશે!

૭૬૪ ખાંનદાંની આદમી, કોઈપણ ગણાય અગર તે પૈસાદાર હોય યાતો તે ગરીબ!

૭૬૫ જે ઇનશાનો! ભલાઇને ખાતર, ન્યાત જાતનો સહેજ પણ તફાવત રાખ્યાવગર પોતાનો જાંન ફીદા કરે છે! જેઓ લાચાર બેચારોની મદદ માટે, હથીઆર બાંધી ઉભા રહે છે, તેઓજ ફક્ત ખાંનદાંની આદમી લેખી શકાય!

૭૬૬ જેંમ એક ઘંટ ચોક્કસ સમયે, વાગ્યાથી ઇનશાંન પોતાના કામપર ચોંકેલો રહે છે, તેંમ મરઘાનો અવાજ પણ આદમીઓને પોતાના કામપર હુશ્યારી રાખવાને આગમજથી ચેતવણી આપે છે.

૭૬૭ રસ્તામાં, મરઘાનો અવાજ મળયો હોય, તો તે શુભ સગન છે, પણ મુસાફરી દરમ્યાન ઘુવડનો અવાજ મળે તો, તે અપસગન છે!

૭૬૮ જેમ બીલડીંગનો પાયો નાંખતાં તરેહવાર જાતનાં વિચાર કરવા પડે છે! પછી તે શરૂ થતાં, તેપર મજલો ચઢાવવામાં આવે છે, પણ જ્યાં સુધી, તેમાં રાચરચીલું યા કુટુંબ આવીને વસ્તું નથી, તયાંસુધી, તે ઘર રોનકદાર દીપતું નથી!

૭૬૯ તેજ, પ્રમાણે, એક કામ આરંભવાને તરેહવારરીતે વિચાર કરવા પડે છે, ત્યારબાદ કામકરી જો, તરેહવાર જાતની યુકતીઓ રચીને, તેને બહાર લાવવાની કોશેશ નહિ કરીએ, તો તે કામ તમોને નહિ, પણ કોઇનેબી જેબ આપી શકશે નહિ!

૭૭૦ દુન્યામાં, ઇનશાંનોને જન્મતાં સાથ, બે ચીજ અર્પણ કરવામાં આવે છે, તેમાંની પહેલી એક ખામી, અને બીજી ખુદરતી 'લાઇન'!

૭૭૧ જે ખાંમી હોય તેને પહેલાં સુધારવી ઘટે છે, અને જે મુખ્ય લાઇન હોય, તેને કોઇબી રીતે ચીવત વળગી રહેવું જોઇએ; જો, આ બે બાબદોમાં સંપુર્ણ ધ્યાન નહિ પુગાડીએ, તો, જીંદગીમાં ન ધારેલા ફેરફારો થઈ જશે, અને તે પસ્તાવો આપનાસિવાય બીજા કોઇને નથી!

૭૭૨ ઊંઘનું થવું અને જાનનું જવું આ બે ચીજની કીંમત એક છે; કે જે વખતે દુન્યાની જાહોજલાલી તે શું અને માલમતા તે શું તેનો ખ્યાલ વટીક આવતો નથી! જયારે જીવતાં જીવત આપના જાંનની ખબર નથી, તો મરણ બાદ એના શું હાલ થશે! તે કેમ માલુંમ પડશે?

૭૭૩ એક 'શબ્દ,' એક 'કસૂર', અને ફકટ એક 'જીત' થી સો નુકશાનીમાં ઊતરવું પડે છે, અને હજારો માણસમાં દુશ્મનાઈ ઊભી થાયછે!

૭૭૪ જેંમ દુકાનોનો શણગાર થોડો હોયછે, તેંમ તેમાં લુચ્ચાઇનું પ્રમાણ થોડું હોયછે, તેવીજરીતે જેંમ બદનનો શણગાર કમીં હોયછે, તેંમ તેમાં બદીનું જોર ઘણું કમી હોયછે!

૭૭૫ જે માણસ પોતાનો ખોટો સોખન ખરો કરાવવા માંગે છે, તે એકની દશ વાત કરેછે!

૭૭૬ એક ફાયદા ભરેલો સોખન ઝેર સમાન લાગે છે, ત્યારે કોઇને નાહકનો સોખન જાહેર કરી સંતાપ આપવો, તો, તેવા સમયે તેના દિલની લાગણી શુ થતી હશે, તેનો શાંતપણે દરયાફ્ત કરો!

૭૭૭ એક માણસ ખોદાની ખુદરતને માત્ર સમજે છે, તે, જુદું છે! અને બીજો ખુદરતને માન આપી, ચાલે છે, તે, તેનાથી જુદું છે! માટે, આવી વખતે, બારીકી, હમેંશા મતફેરોમાં આવ્યા વગર રહેતી નથી!

૭૭૮ એક શાંત મજજનો માણસ પાંચ લાખ માણસની સાંમે હરેક સવાલ જવાબમાં સહેલાઇથી હરીફાઇ કરી શકેછે; કારણ કે તેને ખોદા તરફથી, વીજળીની માફક આગાહી મળે છે!

૭૭૯ બહાર પડી લોકો પાસે મતો માંગવાં, તેના કરતાં, તમારી અક્કલનું મત પહેલાં પૂછવાની તજવીજ કરો! તો બહેતર!

૭૮૦ અભ્યાસીઓનું મત અભ્યાસમાં રમેં છે, અને કસાયલા આદમીનું મત, દુન્યાની તમામ ચીજો પર ફરે છે, માટે, એ વધુ ટેકાને પાત્ર છે!

૭૮૧ સોખન બાજુ તથા કૌવત છે પણ ઘણું બોલવું એબછે!

૭૮૨ જયાંસુધી થંડીનું જોર નરમ પડે નહિ ત્યાંસુધી, ગરમી કદીપણ આવી શકે નહિ તેંમજ, જયાં તલક બુરી ટેવો જાય નહિ ત્યાં તલક શુભ લક્ષણ શું છે તે સુજ પડે નહિ!

૭૮૩ નમનતાઇ આદમીને નીંચ પંકતીમાંથી ઊંચ પંકતીમાં લેઈ જાય છે, પણ ગરૂરી ઊંચ પંકતીમાંથી હરેકને નીંચ પંકતીમાં મુકી, ખાનાંખરાબીની નીશાની જાહેર કરેછે!

૭૮૪ બધી ચીજોનો વખત આવવે, યા, આગમજથી વિચાર થઇ શકે, પણ દુ:ખનો વિચાર કોઇ કાળે થાય નહિ!

૭૮૫ તન, મન, ને ધનથી મદદ કરો! આ ત્રણ પયકી એક ચીજપર જેણે અમલ કીધો નહિ, તે ખોદાનો બંદો નહિ પણ કોઈ હેરેમનની ઓલાદનો બંદો છે, એમ જાંણો!

૭૮૬ ખોદા તમોને ફકત પૈસાથી દુ:ખ ટાળવા કહેતો નથી! તમારી પાસે પૈસો નહિ હોય તો, મનના સારા વિચારો જાહેર કરી, લોકોને સીધા રસ્તા બતલાવી, દુ:ખમાંથી બચાવો!

૭૮૭ તમારા તનપર દુ:ખ ખમી, દુ:ખી આદમીનું દુ:ખ ટાળો! ભૂખ્યાંને દાંન આપો; નાગાંને અંગવસ્ત્ર આપો; તરસ્યાને પાણીથી તરસ મટાડો વિગેરે વિગેરે! આ સર્વે ભલાઇ છે!

૭૮૮ મોટાઓને ત્યાં જવું સહેલ છે, પણ ત્યાંથી પાછો પગ કેંમ ખસેડવો એ એક આફત સમાન છે; માટે, ભાઇઓ, મોટાઓની મુલાકાત કરવી, એમાં કાંઇ માનપાનનો ઉમેરો થતો નથી!

૭૮૯ જે આપની સમજણમાં નહિ ઉતરે, તેપર શકની નજરથી જોવું, પણ ધિક્કારની નજર બતલાવવી નહિ!

૭૯૦ દુર્ગંધી જગાપર હમેશા કીડા ચાલેછે, પણ સ્વચ્છ જગા પર કાંઇ જોવામાં આવતું નથી, તેવીજ રીતે આપનું બદન પણ મટ્ટી મીસાલ છે, તે જો બૂરૂં હશે, તો, તરેહવાર જાતના કીડા રાતદિન ડંખશે અને આપણને ફરમાવશે કે, પાપથી દૂર રહો!! પણ, જેનું બદન પવિત્ર હશે, તેવા માણસને કશી રીતની ફીકર નથી!

૭૯૧ કારણ વગર કોઇપણ ચીજ બનતી નથી એ તમો જાણો છો પણ તે ચીજ શાપરથી બની તેનું તારણ કરવાની, (જાણવાની) પહેલાં કોશેશ કરો!

૭૯૨ દુન્યા સાથે થોડી ઘણી સોહબત રાખો, પણ તમારા બદંનપરની ચાર ચીજ (આંખ, કાન, ઝબાંન અને નખ)ની બીલકુલ મહોબત રાખશો નહિ.

૭૯૩ આંખ—પલકારાની લેહજત છે, પણ તેમાં ઝેર છે!
કાન—ખરૂં, ખોટું, જાહેરમાં લાવવાને માટે, માણસને ઈજ્જતથી બે ઇજ્જત કરેછે!
ઝબાંન—નેંકીની બરબાદી કરી, સહેજવારમાં દુશ્મનાઇ ઉભી કરેછે.
નખ—એક જાતની ખુશી પમાડે તેવી ગીલી છે, પણ ગીલી ખત્તમ થયા પછી, તેના ઝેરથી, દુઃખ દરદ ઉત્પન કરેછે!

૭૯૪ એક ચીનગારીને લીધે, બીઆબાન જંગલ નાશ પામે છે, તેમ બુરી દયાનતોનેલીધે, વનસ્પતી, ઝાડપાન, ફળફળાદી નાશ પાંમી, દેશમાં દુકાળ થઇ રહેછે!

૭૯૫ તમે હરઘડી તમારી ખુટનો વિચાર કરોછો, પણ નાતવાન માણસોની એટલી બધી ખુટ છે, કે તેનો તો તમો દરીયાફતવટીક કરતા નથી!

૭૯૬ દુન્યા તમારી છુટ, પ્રમાણીકપણું, અને નમનતાઇનેમાટે, બહુ ઈંતેજારીથી રાહ જોયછે, માટે, હમેંશા મધ્યમપણું રાખતા રહેજો!

૭૯૭ કોઇની અરધીનો હક્ક ગજવામાં રાખશો નહી, નહી તો પશેમાનીથી હાથ ધોવા પડશે!

૭૯૮ મુંશ્કેલી ખેંચ્યા વગર, અભ્યાસ થતો નથી, અને અભ્યાસ કર્યાવગર જ્ઞાનની આશા ફોકટ છે.

૭૯૯ પૈસા કરતાં, વિદ્યા ભલી, અને વિદ્યા કરતાં, વખતનો બારીક ઉપયોગ શ્રેટ.

૮૦૦ ઉદયોગી માણુસ ગમે એવી મુંશ્કેલી ખમે ગમે એવો દેશ પરદેશ ખેડે પણ એવા માણુસને કામનો ટોટો નથી.

૮૦૧ જે માણુસ અજાણ્યું હોય, તે આંધળું બરાબર!

૮૦૨ જે માણુસ દુન્યાનો અને ખુદરતનો થોડો વણો પણ અનુભવ નહિ ધરાવે, તેને જંગલી કહેવો તેનાં કરતાં તુરતનું જન્મેલું બાળક કહેવું બહેતર છે.

૮૦૩ જેમ એક કપડું બીજા સાથ જોડીદેવાથી નીકટ સંબંધ બતલાવે છે, તેમ વિદયા સાથે નીતી, અને ધર્મનું જ્ઞાન, ખાલેસ મગ્જ બનાવે છે!

૮૦૪ તમારામાં હિંમત હોય તો જુઠા માણુસને રૂબરૂ બે સોખન કહો, પાછળથી બોલો, એમાં કાંઇ ફાયદો નથી.

૮૦૫ બચ્ચું બોલશે ખોદા! નાલાયક અને લાયક બોલશે, ઓ ખોદા!! પણ ખોદા જેવો બોલ આ જેહાંનમાં છેજ નહિ, એવો સોખનતો હરઘડી અપમાનને લાયકછે.

૮૦૬ ખોદાઇ સોખન તો એવો હોવો જોઇએ કે એકવાર એના ખ્યાલમાં ઊતારયા અને જો તેનો છાપ મગ્જપર બેઠો, તો, તમો નક્કી માનજો કે તમારાં દીલનાં રૂવે રૂવાં ઊભાં થશે! આ

જેહાંન એક ખાક સમાન ગણાશે! અને તે દાદગર દાવરપર તમારો જાંન હરપળે ફિદા ફિદા કરશો!!

૮૦૭ પગે દુન્યાની ચીજો કચરાય અને ઝબાંનથી પરવરનું નામ પોકરાય, એ તે ભાઈ કેમ બને!

૮૦૮ કોઈનો હક્ક કાલે અદા થતો હોય તો આજે કરજો, અને આજે અદા થતો હોય તો તેજ ઘડીએ કરજો, એમાં તમોને એવડો ફાયદો છે. પણ જો એ બાબે નાંખતી કીધી, તો પૈસા જેવી ચીજ બીજા રસ્તા દેખડાવવાને ઘડી પણ ચૂકશે નહિ.

૮૦૯ જો તમો દુન્યાનો ખરો અર્થ સમજવા માંગતા હોતો એને છરીતે તપાસો:—

૧, નાટક, ૨, મકતબ, ૩, શેતરંજનોદાવ, ૪, બાગ, ૫, બંદીખાનું ૬, દોજખ.

નાટક—જેમ એક નાટકમાં, એક જણ રડે છે, બીજો મશ્કેરી કરે છે અને ત્રીજો પાઠ ભજી બતલાવેછે, તે મીસાલ આ દુન્યા છે.

મકતબ—જેમ પાઠશાળામાં, જ્ઞાન મેળવી,ઊંચા દરજાપર જવાય-છે તેમ, તમારે પણ દુન્યામાં રહી ખોદાતાલાના માર્ગપર ચાલી આસ્તે આસ્તે કોઇ ઊંચે દરજ્જે અહિથી પસાર થવાનું છે.

શેતરંજનો દાવ—જેમ શેતરંજની બાજી રમતાં, તરેહવાર જાતના વિચારો એકી વખતે કરવા પડે છે, અને તેપરજ તમારૂં ચીત્ત લગાડી ફત્તેહ મેળવવાની આશા રાખોછો તેવીજરીતે તમારી ફરજ શામાં સમાઈ છે, તેનોજ માત્ર ખ્યાલ કરો અને તે પાર પાડવાને જાંનફેશાંની કરો.

બાગ—જેમ બાગમાં, પુષ્પ અને ફુલોની સુગંધી થઈ રહેછે અને થોડા દહાડામાં કરમાઇ જાય છે તે પ્રમાણે, તમારે પણ નેકીની સુગંધી પાંથરી, અહિંથી કુચ કરી જવાનું છે!

બંદીખાનું—એક કેદીને ચોકસ બંદીખાનું ભોગવવું પડે છે, અને તેની નેમેલી હદ પ્રમાણે તેનો છૂટકો થાય છે, પણ જો તેની વર્તણુંક ફરીથી બુરી માલુમ પડે તો તેને ફરીથી સજા કરવામાં આવે છે! તેજ મીસાલ દુન્યા પણ એક બંદીખાનું છે, જેમાં દરેક જણ વધતા ઓછા પ્રમાણમાં ગુનેહગાર છે. માટે તમારી વર્તણુંક સારી હશે તો ફરીથી આ જેહાંનનાદિદાર જોવાની ફરજ નથી.

દોજખ—નાચીજ બંદાનો એક સોખન કબુલ રાખો! કે જો કાંઇ ખોદાને ત્યાં દોજખ જેવું હોય! જો કાંઇ તેને ત્યાં મરણ બાદ પાપની તોજેશ કરવાની અમુંક જગા હોય! જો કાંઇ તેના ઇન્સાફની અદલ પરિક્ષા કરવી હોય! તો, તે આ છે! આ છે! દાનાવ પેદર અને માદર! તે આ ફકટ '**જેહાંન**' છે!

૮૧૦ અગર તમો ફુલની ખાએસ રાખશો તો તમને તે (બેહસ્ત) મળ્યા વગર રહેશે નહિ. અને અગર તમો કાંટાની ખાહેસ ધરાવશો તો તુરત તે (દુન્યાની લાલચો) તમને મળશેજ.

૮૧૧ જેમ લાકડાંનો ખોરાક આતશ છે, અને આતશનો ખોરાક લાકડાં છે, જ્યારે આ બે ચીજ મળે છે, ત્યારે બંને બળીને ભસ્મ થઇ જાય છે.

૮૧૨ તેમ, તમારૂં તંન એ લાકડાં મીસાલ છે, અને દુન્યાની લાલચો આતશ સમાન છે માટે એનાથી તમો દુર રહો, નહિ તો તમારો સેહજવારમાં દયાજનક દેખાવ થઇ પડશે!

૮૧૩ જો કોઇ તમારી નજદીક બીવકુફ આદમી આવી પુગે તો તેથી ધીરજ ધરી જે સોખને તમો બોલતાહો તેથી શાંત રહેવું તમને સજાવર છે, કારણ કે નાદાંન બચ્ચાંઓની આગળ, બચ્ચાં જેવી વાત કરવી ઠીક છે. યાને અણસમજુની નજદીક હક્કતાલાને પહોંચવાની વાત કરશો તો તેથી તમારૂં દિલ આજુરદ થશે અને લોકો તમારી વાતને મંજુર નહિ રાખશે!

૮૧૪ જે માણસનું દિલ હક્કતાલાથી ભરપુર છે, તે ગોયા પેલી જેહાંનમાં પહોંચ્યા બરોબર છે.

૮૧૫ જ્યારે તમો જીવવા અને મરવાથી છુટા થયા ત્યારે તમોને દુન્યાના કોઇપણ બંદીખાનાની પરવાર શા સારૂં કરવી જોઇએ? (દુન્યાના માણસોનો ડર રાખવામાં ફાયદો શું?)

૮૧૬ પરહેજગારનો હાથ દરદ સાફ કરેછે, અને તેનો સોખન નજુંમી (ભવિષ્ય) જાહેર કરે છે!

૮૧૭ ખુદરતી પેદાયશો અનેક છે, પણ તેની એક એક પેદાયશને ત્રણ ત્રણ પંકતીમાં વહેંચી નાંખી છે; અને તેના ગુણમાં, અનેક રીતે ફેરફાર માલુમ પડે છે, જેથી, ઇંનશાંનને સજાવર છે કે, એની ખુબીનો હરપળે દરયાફ્ત કરી, માનની નજરથી જોતા રહેવું.

માણસ—મરદ, ઓરત, અને છોકરૂં.

આતશ—આતશ બહેરાંમ, આદરાંન, અને દાદગાહ,

પાણી—દરિયો, નદિ, ને કુવો

રૂતુ—ચોમાસું, શીયાળો, ને હુંનાળો

દીવસ—સવાર, બપોર, અને રાત

નુંરીચીજો—સૂરજ, ચંદ્ર, અને તારા

હાલત–તવંગરી, મધ્યમસ્થીતી, અને ગરીબાઇ
ઉંમર–નાદાનીયત, જુવાની, ને બુઢાપો !
શકતી–શરીરી, જીવન, ને આત્મીક

ખોદા ! ખોદા ! ! તારી ખુબીની કાંઇ હદ નથી ! તારી ખુદરત કાંઇ અચુક નથી ! તારા એક એક ગુણોની તારીફ કરવી એ તો જીંદગીને વિચીત્ર રૂપમાં ફેરવવા બરોબર છે !

૮૧૮ કોઇ પણ પ્રકારનું લખાણ કરો યા કા. લખો તો તેનો ઉપલો અને નીચલો ભાગ એવો ઝમકદાર બનાવો કે, વચમાંની સર્વે એબને ઢાંકી નાંખે, અને તમારી કીર્તી જગેજગ ગવાય !

૮૧૯ કોઇની લખેલી બાબદપર જાણીજોઇને તમારી સહી મુકશો નહિ ! ભાઇ ! એમાં ઘણી પુછપરછનું કામ સમાયલું છે !

૮૨૦ તમારા મોંઢા તરફ હીરા જડેલા હોય, તેમ સૌ કોઇને જોવા દેજો, પણ તમો તો તમારા કામપરજ ધ્યાન આપી બીજાઓ તરફ નજર ફેંકવાને દરૂસ્ત વિચારશો નહિ !

૮૨૧ જે મરદ પોતાની કીંમત એક નાદાંન બચ્ચાંની મીસાલ ગણતો હોય, તો તેવા મરદને ઘટેચક કે, પોતાને મરદ તરીકે ઓલખાવવો નહિ !

૮૨૨ તમારી ખાસ મતલબ જે છે, તે ખુદ બગલમાંજ છે, માટે તેનાથી તમો જુદા પડી, તમારૂં સર ફેરવશો નહિ !

૮૨૩ તમારો જાંન પાક છે, માટે હમેશા તેને ખોદા તરફ રાખો, અને તમારૂં તન ખાક છે, માટે તેને ખાક જગાપર રાખવું જોઇએ; કારણ કે સુનાંની કીંમત સુનાંમાં, અને ધુળની કીંમત ધુળમાંજ થશે !

૮૨૪ જ્યાંસુધી, જમીનમાંથી વેળો પોતાનું માથું બહાર કાઢતો નથી, ત્યાંસુધી, તેનાપર ફળ ફલાદી આવતાં નથી, તેજ પ્રમાણે જ્યાંસુધી, ઇનશાંનો પોતાનું માથું હકકતાળાતર્ફે રાખતાં નથી ત્યાંસુધી, તેના ગુણોના ફળો ચાખતાં નથી !

૮૨૫ જાનવરોને શીંગડાં બક્ષ્યાં છે, તેતો તેઓના ઉપયોગ-ના અર્થે છે, પણ ઘણાં માણસો માથામાં શીંગડા રાખી, લાયક અને નમાના ઇનશાંનોપર એકદમ ધસારો કરે છે, એ બહુજ દલગીરીની વાત છે !

૮૨૬ નાહકનો માનમરતબો લૂટવો અને મશ્કેરીકરી કોઇને ઊંધાડો પાડવો આ બે ચીજ એવી છે કે તે માણસને બેજાન બનાવે છે !

૮૨૭ શેઠાઇ જેવું બુલંદ નામ તેની પૈસાની તવંગરીપર હોતું નથી પણ હાતમ દિલપર હોય છે. ( પછી તે હોય કરોડપતી યા મુફલેસ )

૮૨૮ જે માણસ ખુદરતને નમે તે ખલકતને કાંય નહિ નમે ?

૮૨૯ લોકોની તરેહવાર જાતોની વાતો કરવી અને ખાંમો શોધવી તેના કરતાં વધુ કીંમતી એજ છે કે તમારી કસુર અને ફરજપર પહેલાં ધ્યાન આપવાની કોશેશ કરો !

૮૩૦ તમો તમારા કામપર ઘણા ખટપટીઆ હોતો વિચારને આગમજથી મુંસીબતી આપજો, કે જેથી અરધું કામ પાર ઉતરશે અને બાકીનું જે રહે તે, તમારી ઝબાંન ને હાથ પગ કર્યા કરશે.

૮૩૧ ભાઇ, તમો તો બીજાઓને પોછાનતા નથી પણ બીજાઓ તમારી સારી રીતે પોછાંણ કરે છે. માટે ગાફેલ રહીને અપમાનમાં મુકાશો નહિ !

૮૩૨ તમારૂં પોતીકું નામ તમારા મુરબીનું નામ અને તમારી આખરને નેકીની લાકડી બનાવો. અને જ્યારે તેના ટેકા સાથ જેહાંનમાંથી કુચ કરો ત્યારે ખોદાને અર્પણ કરો! અને દુન્યામાં, તેની રોશની પાંથરો !

૮૩૩ પહાડપર ઉભેલો શખ્સ નીચેનાંને ગોળીથી વિંધી નાંખે તો તેમાં કાંઇ અજાયબી નથી પણ નીચેનો શખ્સ ઉપરનાને ગોળીથી ઠાર કરે તો તેમાં ખરી નામવરી છે !

૮૩૪ તેમજ પૈસાદારો ખેરાત અને ભલાઇ કરે તો તેમાં લોકોને કાંઇ વધુ અજાયબી નથી પણ એક લાચાર બેચાર સાધન વગર પરોપકારીનાં કામો કરે તો તેમાં તેની ખરી કીર્તી ને બાહોશી છે!

૮૩૫ એક કામ કરવાને તમારો જીવ ( રાજા ) હા કહેશે તો તમારી અકકલ (વજીર) ના કહેશે. આ બે વચેની ઝપાઝપીમાં પરવરદેગારે એક લવાદ નેમેલો છે તે ફકટ ખુલ્લી અને આપ-એખત્યાર ચશ્મ છે, માટે, તમારા ધ્યાનમાં આવે તેવું કરતા રહેજો! પણ ખોદાને તેમજ દુન્યાના ઈનશાંનને દોષ દેશો નહિ!

૮૩૬ તમારી ગરીબાઇ–ખાંમી–પશ્ચાતાપ–અને અજ્ઞાનપણું કદી કોઇને જણાવશો નહિ પણ ગંભીરાઇ રાખી, તમો પોતાને સુધારતા રહેજો !

૮૩૭ તમારા હાથને ખોદાની દરગાહ તર્ફ રાતદિવસ નમાવો, અને તમારા નાંકને જમીનપર ઝુંકાવો તોજ તમારા જીગરમાં ખુદરતનો પ્રકાશ વ્યાપી રહેશે !

૮૩૮ કપડું સીધું કાપવાનેખાતર, કાતર જોઇએ છઇએ, પણ જો કાતર વાંકી ચુકી નીકળી જાય તો કપડાંને રદ કરી નાંખે છે.

૮૩૯ તેમજ તમારી ઝબાંન સાચો રસ્તો બતલાવવામાં ઘણી ઉપયોગી થઇ પડે છે. પણ જો તેનો રૂડો ઉપયોગ નહિ કીધો, તો, તમો પોતે તેને રદ કરી નાંખો છો, અને દુશ્મનાઇ સિવાય બીજુ હાંસીલ થતું નથી ! માટે, હમેશાં એને કાબુમાં રાખો !

૮૪૦ મરણ બાદ, આપના પહેરણથી બંધ બાંધવાના છે. એક ઇંચ જમીન પણ જાસ્તી મળનાર નથી ! સર્વે એક જગ્યાપર જઇ મળવાના છે ! માટે મારા પ્રીય વાંચકો! લોકો સાથે અણ-બનાવ ના કરો ! તમો ચોકકસ બારીકીપર ઝનુંન બતલાવી, પાછા નમનતાઇ અને ખાલેસ દિલના ગાંઠથી જોડાતા રહો, તોજ તમો ખોદાના ખરેખરા બંદા ગણાવ !

૮૪૧ વાતચીતનો વહેવાર કોઇ સાથે નહિ રાખો, તો ભલે, પણ, તમારા મળતા ભાઇઓને, 'ખેરાફીયત' પુછતા રહેજો! અને જમના હાથને લંબાવતા રહેજો ! કે જેથી લોકો તમારેમાટે ગરૂરીનો ખ્યાલ નહિં કરે અને તમારા કામમાં, હિંમત વધતી રહે!

૮૪૨ જે માણસ ખોદાના શુક્ર બર નહિ લાવે, તેને દેવ તરીકે પીછાંણો, અને તમારો કટ્ટો દુશ્મન ગણો !

૮૪૩ જ્યારે દુખી આદમી બાગમાં ફરે છે, ત્યારે ફળો અને ફુલોની સુગંધીથી પોતાની ભુખ અને દુઃખ વીસરી જાય છે.

૮૪૪ તેવીજરીતે કંજુસ આદમી પોતાના એકઠા કીધેલા પૈસાના ઉકરડાપર બેસે છે, ત્યારે તેની બદબોથી ભલાઇ જેવી ચીજ વિસરી જાય છે !

૮૪૫ જો તમો બરનો પોશાક તથા ખોરાક કરો ! તમારી સલાહ ભરેલી દોસ્તી રાખો! તમારી લાયક વર્તણુંક કરો ! અને

તમારી ઝબાંનમાં કજીઆ કંકાસ વખતે પણ મીઠાશ રાખો! તો કોઇ ઇનશાંનની સત્તા નથી કે તમોને હાથ લગાડે યા તો તમોને પાછળથી આંગળી બતાવવાની હિંમત કરે! માટે આ સર્વે તમારી નાકેશ અકકલપર લટકેલું રહે છે. પણ પારકાની અકકલપર નથી હોતું!

૮૪૬ માબાપો પોતાના ફરજંદના કસુરો જાણી તેમને સીધે રસ્તે દોરવે, એ તો ખોદા તર્ફની એક આંઇન ફરજ છે, પણ વખતના વહેવા સાથે ફરજંદો પોતાના માતપિતાને બે સોખન કીંમતી કહેતો,*તેમાં તેમની ખરી કીર્ત્તી તથા શોભા છે; માટે માબાપોએ એ બાબે ચતુર રહેવું એ તેઓના ગુંણમાં, ફાયદા ભરેલું છે.

૮૪૭ પરોપકારી, અને સહાસ કર્મવાળા પાંચ મળશે, દશ તેના સલાહકારક દોસ્ત, પંદર શકમંદની નજરવાળા, વીસ કામને ખોખરૂં કરવાવાળા, અને બાકીના પચાસ તે શુભ કામને જડ મુળથી ઉખેડી નાંખવાવાળા! માટે ઓ ભાઇઓ, એવાઓને તો, સાબેત દાખસો બેસાડજો! અને હરપળે ખોદાની યારી તમારી ઝબાંનપર રાખજો!

૮૪૮ તમારી હાલની ઊંમરને ત્રણ ભાગમાં વહેંચી નાંખો અને બારીકીથી તમારાં અંતઃકરણને સવાલ કરો કે પહેલાં સ્થીતી શું હતી, પછીથી શું આવી, અને હાલમાં કેવા પ્રકારની સ્થીતી ભોગવું છું! અકકલ હુશ્યારી પહેલાં કેવી હતી, અને હાલમાં કેવી થઇ છે! તમો આગળ કેવાં કામો હાથ ધરનાર હતા અને હાલમાં શું કામો કરવાનો પ્રસંગ મળ્યો છે! ઘર બહારનો પહેલાં વહાલ અને છુટ શું હતો, અને આજે શામાં સમાયલો છે! તમારૂં પોતીકું સુખ કેવું હતું અને આજે શામાં ફેરવાઇ ગયું છે! એનો જે જવાબ મળે તેનાપર વાદવીવાદ ચલાવો, અને ખોદાને નમ્રપુર્વક અરજ

કરે કે તેં કાંઈ ભલું યા બુરૂં કીધું, એ સર્વે મારા પોતીકા લાભમાં હતું પણ બીનસમજથી તારી દરગાહમાં જે કાંઇ બોલાયું હોયે, એ બાબે તું મુંજને દરગુજર કર !

૮૪૯ દુઃખ અને આફતના ફળો, ચાખતાં, વરસો થાય છે, પણ તેનો માવો લોકોને ચખાડતાં વખત લાગતો નથી.

૮૫૦ ગરીબની એબ ગરીબાઇમાં પંથરાય, અને માલે તોજાનારની એબ હવા સાથે ઉડે !

૮૫૧ મોં જોઇને તીલા તાંણો તેના કરતાં અક્કલજોઇને તીલા તાંણો ! કારણ કે અક્કલનું કામ જાવેદાંનસુધીનું છે !

૮૫૨ જેમ બુરાઓનો દોર અને જુલમાત વિશેષ હોય છે, તેમ નેક આદમીને હિંમત, અને અક્કલમાં વિશેષ વધારો થાય છે, કારણ કે, એ બધું શીખવાનું અને અમલ કરવાનું બુરાઓની ચાલચલણપરથીજ મળે છે !

૮૫૩ દિવાલમાં ફાટ પડે તો પાછી સુધરી શકે, પણ જો એક વેળા ધર્મમાં ફાટ પડી તો કદી સુધરનાર નથી; અને સુધરવા જશો તો વધારે ફાટ પડતી જશે.

૮૫૪ શીખેલા આદમી તો દરિયાના ખડક છે, પણ જેઓ જ્ઞાન મેળવીને અમલ નથી કરતા તેઓ દરિયાના મોજા છે, કે જે મોજા ઉછરી, ઉછરીને આવે છે, અને પાછા સદાના ગુમ થઇ જાય છે !

૮૫૫ દીવાના ચલકાટને અને તમારા પડતા ઓળાને કોઇ પકડી શકતું નથી; તેમ, જે શખ્સો પોતાના મગજને તરેહવાર રીતે કસી જોઇ, લોકોના આચારવિચારનો ચોક્કસ હદ

બાંધી કલાંમ અને ઝબાંનને મધ્યમ માર્ગમાંથી પસાર થવા દેય તો, તેને ચલકાટ આ દુન્યામાં કોઇ માણુસ પકડી શકે નહિ !

૮૫૬ જેમ બાગમાં રંગબેરંગી ફુલ અને ફળને પમરાત થઇ રહે છે, અને થોડા દહાડામાં તેઓ કરમાઇ જાય છે, તેમજ આ દુન્યાં પણુ એક બાગ સમાન છે અને તરેહવાર જીવો પેદા થઇ, પાછા રવાના થાય છે. માટે ઓ ભાઇઓ ! ખોદાની મહોબતપર તમારૂં દિલ લગાડો !

૮૫૭ દુન્યાના તમામ લોકો મતલબી છે, સીવાય કે જેઓ સત એકીનથી ચાલનારા છે, પોતાની થોડી ન્યામતને ગનીમત સમજી શુક્ર ગુજારનારા છે ! અને જેઓ માત્ર પોતાનો હક્ક પ્રમાણિકપણે મેળવનારા છે !

૮૫૮ બાતેનમાં ખોદાને પછાંણો ( ખોદાઇ ફકીરી ) અને બહારથી દરેક જણુ સાથે મળતાપણું રાખી ખોટા ગુણો શું છે, તે જાણુવાની કોશેશ કરો !

૮૫૯ સચ્ચાઇ જાહેર કરવાને ખાતર વાઘની મીસાલ મસ્તબનો, અને ત્યારબાદ તમામ આલમને લોંકડીની માફક દેખાવ આપો ( બેહદ નમનતાઇ રાખતા રહો )

૮૬૦ એક મોઠી ચીજનું નામ દીધાથી કાંઇ મોંઢામાં સ્વાદ આવતો નથી, તેમજ દુઃખસુખ વખતે ખોદાનું નામ બોલ્યાથી, ખુદરતનો ખરો ખ્યાલ તમારા જીગરમાં કોતરાતો પણુ નથી, માટે પહેલાં તમો જેહમત ખેંચો અને પછી તેને પીછાણુવાની તજવીજ કરો !

૮૬૧ ભુખ અને દુઃખથી કંટાળેલો માણુસ ચોરી લુટફાટ કરી પોતાનું પેટ ભરે છે એ તો એક અેારજ ચીજ છે, પણુ

લાચાર બેચારોની મહેનતને બદલો જેઓ ડુબાડવાની કોશેશ કરે છે, તેઓ તો ચોર કરતાં પણ સારો દરજ્જો ભોગવે છે માટે એવાઓને દુર રાખજો, કારણ કે વખત વખતને ભુલાવતો આવે છે.

૮૬૨ જેમ દુકાનદારો પોતાની દુકાનને શણગારેલી રાખી, બહારનાઓનું ધ્યાન ખેંચે છે, તેમજ ઘણા માણસો, બહારથી પોતાને શણગારેલા રાખી ફાજેલ સમજે છે, પણ બાતેનમાં તેઓ જાહેલ તથા બદીમાં અનેક રીતે વિંટળાયેલા છે.

૮૬૩ જેઓ ડગલે ને પગલે પોતાનો માન મરતબો અને લાજ, જીવની માફક સાચવે, તેઓ એક 'કમાનડર' તરીકે લેખાય છે, અને તેમની આસપાસનું લોક, 'લશ્કર' તરીકે ઓળખાય છે !

૮૬૪ તમારા રસ્તામાં, એક બાજુ નદીનો પ્રવાહ ચાલે છે, અને બીજી બાજુ દરિયાના મોંજા ધમધમે છે !

૮૬૫ નદીનું પાણી જીવને રાહત બક્ષે છે, પણ પગ સરી જવાની ધાસ્તી છે, એટલે કે દુન્યાની લાલચોપર ધ્યાન ના પુગાડતા !

૮૬૬ દરિયાનું પાણી ખારૂં છે, પણ તમારો પગ ત્યાં હમેશાસુધી જોરભર છે, એટલે કે ખુદરત જેવી મક્કમ ચીજ તમોને સદાકાળ મદદે પુગતી રહેશે !

**૮૬૭ જ્યાં લાલચ્ય છે, ત્યાં સેતાનનું જશદાર ઘર છે.**
**જ્યાં જીવને રાહત નથી ત્યા ખુદરતનું વશદાર સર છે!**

૮૬૮ જો એક શખ્સની કસુર તેને ભલમનસાઇથી નહિ સમજાવીએ, તો તે પોતાની ભુલ જાણ્યા છતાં, હઠ પકડવાને વધુ

પસંદ કરશે ! માટે એવા શખ્સને એકાંતમાં સલાહ દેવી દરૂસ્ત છે!

૮૬૯ તમારો સર્વે ભરમ મુઠીમાં રાખો અને નહિં સચવાય તો ઝબાંનને સોંપો ! ને પછી પસ્તાવો કરો !

૮૭૦ જે ગુનેહગાર કોર્ટની શેરીએ ચઢયો, તે પોતાનું અરધું લોહી સાંભળનારને આપતો આવ્યો, અને આબરૂ, નાલાયક શખ્સોમાં મુફત પંથરાઇ !

૮૭૧ તેજી ઘોડો હરીફાઇ વખતે નામોશી લગાડે છે, તેમજ તેજી જબાંન ચલાવનાર લાયક કામ કરતી વખતે નુંકશાનકારક થઇ પડે છે !

૮૭૨ પારકાના કજીઆ કંકાસમાં ભાગ લેવો તેના કરતાં ઘરના ફેસાદને પહેલાં હોલવો, કે જેમાં તમારી મોટાઇ સમાયલી છે !

૮૭૩ જો આ દુન્યામાં બધા પરેહજગાર હોય તો જમીન આસમાનનો દોસ્ત થાય !

૮૭૪ જો આ દુન્યા તમામ નાલાયક માણસોથી ભરપુર હોય તો સેતાનને ખુદરતનો દાવો કરતાં ઢીલ થાય નહિ !

૮૭૫ ઘણું હસ્યે અને ઘણું બોલ્યે તો આપનો તમાસો આપના હાથથી જોઇએ !

૮૭૬ દુન્યાની દરેક લાલચોને વશ કરો, પણ રખેને લાલચો તમોને વશ કરે નહિ તેપર ચોંકેલા રહો !

૮૭૭ કામ કરે ત્યારે ત્રણ આંગળી વચ્ચે એક કલાંમ પણ આખા શરીરના ભાગને રાતદિન લોહીનું પાણી કરે ! અને દુન્યાને સ્વપ્નાની મુસાફરી બનાવે !

૮૭૮ જે ચાલ્યા તે શોભામાં, ને રહ્યા તે ખાલી તોબામાં!
૮૭૯ બેસીએ એવું જોઇ કે ઊઠાડે કદી ના કોઇ!

૮૮૦ જે માણસ કીડી જેવી ચીજને પણ રસ્તો મોકલો કરી આપે, તો તેના જેવો, માયાળુ અને પરેહજગાર બીજો કોઇ પણ નહિ હશે!

૮૮૧ દિવાંના આદમી અને વિચીત્ર આદમીમાં ઘણો ફરક છે, તેમજ કરકસર અને કંજુસાઇમાં છે!

૮૮૨ અરધો દિવાનો કરતાં પૂરેપૂરો દિવાનો આદમી ભલો! તેમજ અરધો બહેરો હોય તેના કરતાં સંપુર્ણ હોય તો ઠીકાઠીક! કારણ અરધું મગજ જ્યાંસુધી એઓ તર્ક રોકીએ નહિ ત્યાં સુધી તેઓ સાંભળે નહિ અને સુધરે પણ નહિ.

૮૮૩ કરકસરથી સેંકડો ફાયદા આવી મળે છે! અને કદી વખત ગેરફતારીમાં આયો હોય, છતાં કરકસર બચાવી લે છે!

૮૮૪ જાહોજલાલી વખતે પણ ઉદાઉ ખર્ચ સારો નથી, કારણકે જાહોજલાલી અને ઉદાઉ એ બંને બહારના તકલીદી દોસ્તો છે, પણ બાતેનમાં, તેઓ હમેંશા કટ્ટા શત્રુ છે!

૮૮૫ પરવરદગારે સંપુર્ણ ન્યામત આપ્યા છતાં, જેણે ભલાઇને ખાતર કંજુસાઇ વાપરી, પૈસાને સુંગયા કીધો, તેનો મેળવેલો પૈસો ગેબી રીતે સખીના હાથમાં નીકળી જશે!

૮૮૬ ઉદાઉ ખર્ચ કદી ના કરતા, પણ સ્થીતી જોઇને મત્ય-મપાયું રાખજો; તમારી ખાએસ, ઉદાઉનો રસ્તો બતલાવતી હોય, તો તેને, આગળ પાછળની આગાહી પણ પુછતા રહેવું!

૮૮૭ હમેશા રાતદિન છાતીના ભાગને ગરમ પહેરણથી ઢાંકેલો રાખજો ! જેથી કોઇ રીતનું નુકશાન નહિ પહોંચે !

૮૮૮ જેની છાતીનો પાયો નબલો, તેનું આખું શરીર પગથી માથાં સુધીનું નબલું એમ જાણો !

૮૮૯ જેમ અંધારાંમાં ઊભેલો આદમી, દિવા આગલ ઉભેલા માણસને બરાબર જુએ છે, પણ દિવા આગલ ઉભેલો શખ્સ અંધારામાં ઊભેલાંને જોઇ શકતો નથી !

૮૯૦ તેમ, ખોદા જો કે અંધારાંમાં છે, છતાં, તે સર્વને સારી રીતે જોઇ શકે છે, અને કરણીનું સંપુર્ણ તોલ કરે છે; પણ અફસોસ ! છે કે આપને સર્વે રોશનીમાં હોવા છતાં, તેને જોઇ શકતા નથી (તેના ગુંણ ગાતા નથી)

૮૯૧ જે દેશોમાં વેપાર વનજની ઉઠલપાઠલ થતી હોય, જે દેશોમાં એશઆરાંમ અને મોજમજાનો પાર હદથી જ્યાદા હોય ! ત્યાંનાં લોકો, અક્કલ છતાં ગરીબાઇ સમજતાં નથી; નીતીનો ફેલાવો છતાં, અનીતીની હદ હોતી નથી; ધર્મની બારીકીઓપર તરેહવાર જાતની તકરાર છતાં, એકીન ડામાડોલ હોય છે; અક્કલ હુશયારી મલવા છતાં, ગોલામગીરી વધુ પસંદ કરે છે; માટે એવા દેશોમાં, રાસ્ત માણસ થોડા મલે છે, અને બાકીના ફજેતીખોરા, ફીતના-ખોરા, ખુશામતીઆ, અને આપમતલબીઆનો પવન પંથરાયેલો હોય છે, જેથી, હરપલે સાવચેતીમાં રહેજો !

૮૯૨ જેમ, આતશપર ચીજ બાલ્યાથી, આતશ હમેંશા ખુદરતનો ખ્યાલ આપે છે, તેમ તમારી સાથે કોઈ પણ બાલક યા માણસ વાત કરેતો હમેશા તેને ખુદરતનો ખ્યાલ દેખડાવતા રહેજો ! પણ દુન્યાની વાત એક કોરે મૂકજો !

૮૯૩ જો એક મટ્ટીના કોરાં (સાફ) વાસણમાં પાણી નાંખ્યે, તો તે પાણી સર્વ ચુસાઇ જાય છે !

૮૯૪ તેમ, જો જવાનીના પુર બહારમાં, આપનું લોહી કાબુમાં નહિ રાખ્યે તો તે સર્વે લોહી ગુમ થઇ જાય છે, જે ફરીથી મલવાની આશા ફોકટ છે !

૮૯૫ જો એક બત્તીનો કાકરો બરાબર નહિ કાપી તેને સલગાવવામાં આવે, તો તેમાંથી ધુમાડો નીકલે છે, તેમ, જો આપના પોતીકા કામમાં અદબઆદાઓ નહિ રાખી, તેની સાથે 'ચેડાં' કાઢવામાં આવેતો તે કામની કીંમત ધુમાડાની મીસાલ ગણાય છે !

૮૯૬ ભાઇઓ, સુરજ યા માહઓખતારને તમો બીઆબાંન જંગલમાંથી પણ જોશો તો હમેશા સીધા લાગશે ! તેમજ તમારી આગલ ઇનશાંનો તરેહવાર જાતની વાતો લાવે, છતાં નમનતાઇથી તેમના રસ્તા સીધા કરી આપજો !

૮૯૭ જ્યારે એક રબરના બોલને અંદરથી હવા ભરવામાં આવેછે, ત્યારે, તેને જમીનપર ફેકતાં એકાએક ઉછલે છે; પણ જો તેનામાં એક હોલ પડેતો જમીનપરથી પાછો ઉછલતો નથી !

૮૯૮ તેમ ઓ ઇનશાંનો ! દરેકના શરીરમાં હવાછે, તેથી હરેક જણ ફરહર કરેછે, પણ જ્યારે બદનમાંથી હવા (આત્મા) નીકલી જશે, ત્યારે શરીર પાછું જમીનપરથી ઉડનાર નથી !

૮૯૯ આ દુન્યાના દરેક આદમને, પોતાની બેચીજ વાહલી હોય છે, જેમાંની એક પોતાની હક્કદાર માતા, અને બીજી જન્મભુંમી !

૯૦૦ જો એક દાડમના એક દાણાને સરો લાગેતો રફતે રફતે આખા દાડમને રદ કરી નાંખે છે, તેમ જો એક બુરો આદમી, સારી મંડળીમાં બીરાજે તો ધીમે ધીમે તેના છાંટા દરેક જણને ઉડી, આખી મંડળીને રદબાતલ કરી નાખે છે માટે ઓ વાંચકો! એવા શખ્સથી હમેશાં દુર રૈહજો!

૯૦૧ જેમ એક વિજળી, ચમકારા સાથ પડે છે, ને જાયછે, તેમ વિચારો એક વિજળીની માફક આવેછે, અને પળવારમાં જતા રહેછે! પણ વિજળીની મીસાલ તેનો ઝલકાટ મગજપર ઠસી રહે છે!

૯૦૨ ઘરને રાતદિન ખુલ્લી હવાનો માર્ગ કરી આપવો પણ દરેક ચીજ બંધબસ્તકરી હવાને કદી ઘેરવી નહિ.

૯૦૩ હવા બંધકરી, કોઇએ સઘડી બાળવાનું ઓરડામાં દરૂસ્ત વિચારવું નહિ કારણ જ્યારે ધુમાડાને પસાર થવાનો માર્ગ નથી મલતો ત્યારે તે ઝેરી ધુમાડો બદનમાં પેવસ થઇ જાંનને નુકશાંન કરે છે!

૯૦૪ જો એક માણસને ઊંઘમાંથી ઉઠી, ઊંઘમાંજ ફરવા-હરવાની ટેવ હોય તો તે બીચારાને હમેશા અલાહેદો સુવા દેવો નહિ, તેમજ તેવા શખ્સ આગળ દીવો બત્તી કદી રાખવો નહિ અને બારણાં તેમજ બારી મઝબુતરીતે બંધ કરવાં જોઇએ. જો આવાં માણસની, કોઇએ પણ બેદરકારી વાપડી તો તેનાં ફળ નુકશાંનકારક થઇ પડશે!

૯૦૫ જો એક ઇનશાનના કપડાં પોતાના બદંનપર અકસ-માત રીતે સળગતાં હોય તો તેના કપડાં આંગપરથી ફાડી નાંખવા

કરતાં જમીનપર સુવાડીદેઇ એક જગ્યાએથી બીજી જગ્યાએ તેને ગબડાવવો બહેતર છે! યાતો મટ્ટી અથવા રાખ છાંટી દેવી ઉત્તમ છે.

૯૦૬ જો એક માણસ દરિયામાં ડુબતો હોય તો જે શખ્સને તરતાં નહિ આવડતું હોય, તેને હુલડાઈથી પગલું ભરવું નહિ પણ મદદ માટે બીજાને બોલાવવો સજાવર છે!

૯૦૭ જે માણસ ડૂબતાં આદમીનો જાંન બંચાવવા જાય, તો તે તરનારે હમેંશા, પહેલાં હાથ પકડી તેના બદનની પછીથી સલામતી ઇચ્છવી! પણ આ બાબદમાં સેહેજ ગફલતી થઇ તો તે ડુબતો શખ્સ ન ધારેલી રીતે તરનારને દરિયાની તલેટીમાં ફેંકી દેશે!

૯૦૮ જેમ વાદલાં સૂરજની રોશનીને ઢાંકી નાંખે છે, છતાં તેનો પ્રકાશ ચાલુજ હોય છે, તેમ બૂરા આદમીઓ નેંક ઇનશાંનોપર ગમે એટલા ફાવવાની કોશેશ કરે છતાં આખરે નેંકીનો પ્રકાશજ પ્રગતી નીકલે છે!

૯૦૯ જેમ બીલડીંગને માથે આસમાન છે, તેમ ઇનશાનોને માથે, પરવરદેગાર છે!

૯૧૦ જો તમો ખોદાને ખોદા તરીકે નહિ પીછાણતા હોતો (તેના તરીકા મુંજબ નહિ ચાલનાર હો) તો બીજા ખોદાની શોધમાં સુખેથી જજો! અગર બીજો ખોદા નહિ મલેતો તમો કોઇને ખોદા તરીકે માની લેજો!

૯૧૧ જો એક શખ્સ ઓહ્‌દેદાર હોય, અને તે પોતાનું શરીર ઉંચું રાખી ગરીબની પરવાર વટીક નહિ કરતો હોય, તો, તેવા શખ્સને વિચારવું ઘટે છે કે પહેલાં મારી સ્થીતી કેવા પ્રકારની હતી!!

૯૧૨ પાંચ મેલનો રસ્તો કાપતાં, પહેલાં તમોને ઘણો બીકટ લાગશે, પણ દરરોજ તેજ રસ્તો કાપતા જશો તો તેનો ખ્યાલ વટીક લાગશે નહિ.

૯૧૩ તેવીજરીતે એક બીકટ કામપણ હાથ ધરશો તો પહેલાં ભારી માલુમ પડશે પણ વખત આવવે તે એક બચ્ચાંનો ખેલ થઇ પડશે !

૯૧૪ જેમ કીડી ચોમાસાનાં ચાર માસને માટે દાણો આગ-ળથી સંગરી રાખે છે, તેનો ઉપ્યોગ ફકટ તંગીમાં કરવામાં આવેછે, તેમ તમારી પ્રમાણીકપણે મેલવેલી દોલત એકઠી કરતા રેહજો જે તમોને તંગી વખતે (બૂઢાપણામાં) કામ આવશે.

૯૧૫ દુન્યાના ઝાડો તથા ફળફલાદી ઉગતાં જોશો પણ દોલતના ઝાડ ઉગતાં જોશો નહિ !

૯૧૬ જો તમો પૈસાના ઝાડ ઉગાડવા માંગતાં હોતો પહેલાં આખો દહાડો જેમ બને તેમ રંજ ખેંચો, એટલે આપોઆપ વગર પાણીએ અને વગર સંભાળે પૈસાના ઝાડ થશે અને તેપરજ તેના તરેહવાર જાતના મેવા ચકચકીત રહેશે !

૯૧૭ જો દુન્યાને કોઇ ચીજ લલચાવતી હોય પણ પોતે લાલચ નહિ સમજતી હોય ! જો ખલકતના લોકને તે ચીજ દખતી આંખે અપંગ કરતી હોય પણ પોતે અપંગ નહિ બનતી હોય! તે ચીજ સર્વે કોઇને બદીમાં મૂકતી હોય પણ તે બદી જેવું નહિ સમજતી હોય ! તે ચીજ ઇનશાનો પાસે રાતદિન રંજ ખેંચાવે, પણ પોતે રંજનો ખ્યાલવટીક કરતી નહિ હોય ! તેની સંભાળ પળેપળ લીધી હોય, પણ તે તો હમેશાં બેકદર હોય ! તો તે છે '**પૈસો**' માટે ભલાઓ ! આ બેકદર ચીજપર તમારૂં દિલ ના દખાડો !

૯૧૮ તમોને જે મળે તેપરજ સંતોષ ગુજારજો ! પણ એવફા દોલતની લાલચમાં તમારા જાંનને હેરાંનગતીમાં નહિ મૂકશો !

૯૧૯ જો ગરીબ તેમજ મધ્યમ પોતાની ન્યામતપર શુક્ર નહિ ગુજારે ! જો તેઓ જાતી અક્કલથી પોતાની સ્થીતી અને આબરૂનો ખ્યાલ નહિ કરતાં હોય, તો તે છે, ફક્ટ **'પૈસાદાર લોકોનો ઠાઠમાઠ જોઈને'**! માટે ! ઓ સમજુઓ તમારી અસલ સ્થીતી તમોને કીંમતીમાં કીંમતી છે એમ જાણો !

૯૨૦ જો એક રાજા પોતાના માણસને ફરમાવે કે "અમુક ચીજ એક દિવસમાં હાજર કરવી ! અગર તે ચીજ ચોક્કસ વખતે હાજર નહિ થઇ શકશે, તો ડોકું ખાકને સ્વાધીન કરવું પડશે !" તો તે દરમ્યાન, નોકર તેની શોધમાં રહે છે, અને પળેપળ તેના રસ્તામાં આવતી દુન્યાની ચીજો અકારી થઇ પડે છે, કારણકે ફરમાવેલી ચીજ બજાલાવતાં, તે દિવાનો બની જાય છે !

૯૨૧ તેમ ઓ દાનેશમંદો ! તમારા પળેપળના કામમાં દુન્યાની લાલચોપર લેશભાર ધ્યાન ના પુગાડતા, પણ દિલમાં, તમારા દાતારનો માત્ર ખોફ કોતરી રાખી, સીધો રસ્તો કાપતા રહેજો !

૯૨૨ દુન્યાના રાજા કોઇ એવા મળશે કે જેમ, તેના ધ્યાનમાં આવશે તેમ કરશે ! તેનેમન ઇન્સાફ અને ગેરઇન્સાફ સરખો છે; માટે ઓ ભાઇઓ ! એવાઓની તાબેદારી ના કરતા તેમજ તે રાજને તમારાથી દુર રાખજો ! (મુકામ કરશો નહિ.) નહિં તો એક વેળા તલવારનો ઇન્સાફ મળશે !

૯૨૩ રાજાની દરબારમાં સર્વે કોઇ રાજાનું યા દેશનું ભલું કરવાને ખાએસ રાખતા નથી, પણ દોલતનો આઇતો લાભ લેવાને, અને પોતાનુંજ ભલું ઇચ્છવાને પસંદગી બતલાવે છે !

૯૨૪ જે દેશમાં રાજ્યનું અંધેર હોય, તો પ્રજા બેદાદીમાં હોય છે! તંગી અને હાજતમંદી વિશેષ હોય છે! જેથી લોકો ઘણાં વિકરાળ અને દગલબાજ થતાં જાય છે, તે દેશ કદી સુખી તથા આબાદી ભરેલો હોતો નથી, તેથી ત્યાંના હાકેમોએ પ્રજાના જાંન માલની પહેલાં પરવાર કરવી, અને પછી પોતાની કરતા રહેવું!

૯૨૫ જે રાજાએ અંન (ખોરાક) જેવી ન્યામતપર પોતાની ખરાબ નીશાટા ચલાવી, તો તે રાજ્યની પડતી દશા આવી ચુકી એમ જાણવું! કારણ કે અંનના કદુવા આખા દેશને નુકસાન-કારક થઇ પડે છે !

૯૨૬ જ્યાં કાયદો અને ન્યાય (અદના તેમજ આલાને) એક હોય, ત્યાં રાજ્યની સંપત્તી વધુને વધુ થતી રહે છે !

૯૨૭ સાધુ ભાઇઓનો ભરૂસો કરશો નહિ, નહિ તો એકાદ ચીજ ચમત્કારીક રૂપે બતલાવી પૈસાની ખુવારી કરશે ! માટે વિચારકર્યાવગર કદી અંજાઇ જશો નહિ !

૯૨૮ કીમીયું જીંદગીમાં કરશો નહિ; કારણ કીમીઆગરો પોતાના ઘરને, અને પોતાના માત પિતાને હવાપર મૂકી ચાલ્યા ગયા છે ! એમાં અરધીનો ફાયદો નથી, પણ લખો રૂપીઆની બરબાદી છે ! અને આખેરીયત, ઇનશાંન પોતાનું મગજ ખોઇ બેસે છે! માટે ખાએસ રાખતા હોતો જીગરમાં છૂપો **ઉસ્તાદ** છે તેને જાગૃત કરો; એજ તમારૂં **જીંદગીનું કીમીયું** ! !

૯૨૯ એક લશ્કર લડાઇ કરવાને રણધીરે છે, તેમ આ મજદયસનાંનો! કમર ઉપરની કસ્તી હમેશાં દરેક કામ કરતી વખતે કમર કસવાને ફરમાવે છે !

૯૩૦ જેમ મહાતાબ પોતાની રોશની રાતની વખતે આ ખલકતને આપે છે પણ મહાતાબની અંદર ધાબાં માલુમ પડે છે, તેમ આ દુન્યાનાં માણસોના અંતકરણના વિચાર (ભલા તેમજ ભુંડા હોય) છતાં, બહારથી, નેકનામીની રોશની રાખવાને સર્વે તત્પર હોય છે!

૯૩૧ મતફેરી વગર કોઇ પણ કામ સરઅંજામ ઉતરી શકે નહિ! માટે એ બાબે મીનાકેસો યા દુશ્મનાઇ રાખવી, બીલકુલ નારવા છે!

૯૩૨ જો મતફેરી ઝનુંનમાં હોય, તો કામ કદી સંપુર્ણ હોતું નથી, પણ ન ધારેલી રીતે બીજાં કારણો ઉભાં થઇ, આખરે દરેક બાબત પડતી મુકાય છે! અને જેમાં દુશ્મનાઇ સીવાય બેઉ બોરદને કશો ફાયદો મળતો નથી!

૯૩૩ જો એક મતફેરી સમજુતીથી પતાવત કરી નરમાસ-પણું અને અપક્ષપાતપણું એખત્યાર કરવામાં આવે, તો ઝટને-પટ નીકાલ આવે છે, અને દરેકને આનંદ ઉપજે છે!

૯૩૪ જો એક માણસનું મરણ નીપજતું હોય! જો એક બાળક જન્મ લેતું હોય! જો એક સારો યા માઠો બનાવ બનતો હોય! તો આપણ સર્વેને તેજ ઘડી માલુમ પડે છે, પણ બારેહક્કતાલાને જ્યારથી દુન્યાનો પાયો રચ્યો, ત્યારથી સંપુર્ણ આગાહી છે!

૯૩૫ પરવરદેગારથી જે કાંઇ બને તે રાસ્ત છે, અને તે અદલ ઇન્સાફથી છે, માટે ખુદરત આગળ દરેક માણી લાચાર છે, જેથી દિલને પઝમુરદ (દુઃખી) કરવું નહિ!

૯૩૬ જે માણસ પોતાના શીખેલાંમાં અને ધંધાધાપામાં ખાલીડોલ રાખતો હોય, તો કોઇક દિન, તેનો અંદરનો પડદો ખોલવાની કોશેશ કરજો જેથી 'પોકળ' સીવાય બીજું કશું માલુમ પડશે નહિ!

૯૩૭ ઇનશાંનો ચાર રીતે દિવાના બને છે:-

૧) ખોદાની ખુદરતનો રાતદિન ખ્યાલ કરવાથી.
૨) લાંબો અભ્યાસ અને તેપર હરેકરીતની જોસ્તેજો કરવાથી.
૩) દિલના ગંમથી અને ધાસ્તીથી.
૪) ન ધારેલી રીતે એક પછી એક આફતોથી.

૯૩૮ દુન્યાના દરદોનો ઉપાય થશે પણ શક્ક અને ભીતરના ગંમનો કદી ઉપાય થશે નહિ જેનો ઇલાજ કરવો દરદીના હાથમાં છે! (ખોદાઈ સબુરી)

૯૩૯ ઉત્તમ દવા મોંત છે, નઠારામાં નઠારૂં દરદ દુન્યાની ખાલી આશા છે !

૯૪૦ દુન્યાના તમામ લોકો જન્મતાંને સાથ એક ઉત્તમ ચીજ લાવે છે, તે જાંનને બચાવે છે, અને વળી ઘણી વેળા જાંનની બરબાદી કરે છે, તે છે માત્ર દુન્યાની 'આશાઓ'

૯૪૧ **નથી આ જગમાં રહી કોઈની આશ.**
**નથી આ ખાકી જગમાં, તંન રહ્યું કોઈ પાસ.**

દુન્યામાં કોઇની આશા રહી નથી, અને ઇનશાનનું યા પ્રાણીનું ખાકી શરીર આજદિન સુધી હેયાત રહ્યું નથી !

૯૪૨ ચશ્મ હોવા છતાં આદમી ત્રણ રીતે આંધળો બને છે, એક પૈસાથી બીજો પ્યારથી અને ત્રીજો મતલબથી, માટે તમો આ ત્રણ બાબદથી દુર રહેજો જેમાં તમારી શોભા છે !

૯૪૩ એક જંગલનો છોડ યા ઝાડ વગર પાણીએ, અને વગર સંભાળે ઊગી નીકળે છે, પણ તેને ઊધારનાર કોઇ માણસ હોતો નથી!

૯૪૪ તેવીજરીતે જો તમો બેહદ ગેરફતારીમાં મુકાયાં હોય અને તમોને આ જેહાંનમાં કોઇનો પણ આસરો નહિ હોય તો ફીકર કરશો નહિ, અને બૂરા તબક્કાપર રચાશો નહિ; પણ તે પરવરના ફરમાનમુજબ ચાલવાની કોશેશ કરતા રહેજો! જે તમોને ગેબી મદદ પહોંચાડતો રહેશે! અને તમારી હિંમત અને સબુરીમાં વધારો કરશે!

૯૪૫ રોપો જેને નથી પાંદડાં અને જેને નથી ફુલ યા ફળ છતાં, તે હજારો દુઃખ દરદના કામમાં આવે છે!

૯૪૬ તેવીજરીતે જો એક નાવારસ યાતો ગાફેલ બાળક હોય તો તેને કદી ધીક્કારશો નહિ, પણ મેહેર કરતા રહેજો, કારણ તે બાળક પાછળથી આ જેહાનને ઘણું લાભકારક થઇ પડશે!

૯૪૭ દુન્યામાં સર્વે ચીજો જે પેદાયશમાં મૂકાઇ, તે સર્વે ચીજોમાં, કાંઇને કાંઇ ગુણ હસ્તી ધરાવે છે, માટે હરેક ઇનશાંનની આંઇન ફરજ છે કે, એક નજીવી જીવવાળી ચીજને પણ કદી તીરસ્કાર કરવો નહિ કારણ કે એ તો ખોદાની બન્દગી લેવા બરોબર થયું!

૯૪૮ દુન્યાના ઝાડો કોઇ મોટાં હોય છે, તો કોઇ વળી નાનાં હોય છે, પણ તેની મોસમ આવવે, તેનાપરથી પાંદડાં તેમજ ફુલ ફળ ખરી પડે છે, જેથી ઝાડ ગોયા આજેજ (દુખી) થઇ જઇ, પરવરદગાર પાસે ફરીથી પોતાનો નવો પોશાક

માંગે છે, જે, તેને રફતે રફતે પાછો અદા કરવામાં આવે છે, (એટલે વસંત રૂતુનો હિંગામ પાછો બેસે છે )

૯૪૯ તેમજ એ જેહાનના માણુસો ! કોઇ આલા હોય છે તો કોઇ અદના હોય છે ! કોઇ પાદશાહ હોય છે તો કોઇ ફકીર હોય છે! પણુ આ સ્થીતી જાવેદાંન સૂધી રહેતી નથી, પણુ ઉલટ-પાલટ વખત આવવે થઈ જાય છે, માટે એપર શુક્ર કરવા સીવાય બીજી ફરજ તમોને અદા કરવાની નથી.

૯૫૦ ભલાને બુરા તે ફકટ આ જેહાનના ! પણુ તે હક્ક-તાળાની નજરમાં કેવા તે કોઇને ખબર પડતી નથી ! માટે નેક ઇનિશાંન ! કોઇના બોલવાપર ધ્યાન આપશો નહિ, પણુ વિચારથી વાત કરજો !

૯૫૧ લડાઈ કરવા બહાર પડો તો હમેશા ઢાલ જીતીને આવજો! યા, ઢાલપર સુઇને આવજો! પણુ ઢાલ મુકીને પાછા ઘર ફરશો નહિ ! ( એટલે લડાઇ જીતીને આવજો યા જાંન મુકીને આવજો, પણુ નામરદ થઇ, પાછા ઘેર ફરશો નહિ !

૯૫૨ નાહકનું વારેઘડીએ લડાઇ, ટંટામાં ઊતરવું, તેના કરતાં વખત આવવે લડાઈ કરવી બેહદ્દ કીમતી છે ! કારણુ હર-ઘડી ફેસાદ કરતાં લોહી કમી થતું જાય છે, અને જ્યારે ખરાપણું કરવાનો વખત આવે છે, ત્યારે જીત યા નામના મેળવીશકાતી નથી !

૯૫૩ જેમ એક લશ્કર દુશ્મનના લશ્કર સાથ રણધીરે છે ! તે જ્યારે ઝનુંન પર આવે છે, ત્યારે તે નથી જોતું જાંન યા નથી પરવાર કરતું લોહીના રેલની ! અને આખરે જ્યારે તે દુશ્મનના લશ્કર

ને માત કરે છે, ત્યારે તે લશ્કર તેના રાજાને હાથ કરે છે! અને તેના આખા દેશપર ફત્તેહનો ઝુંડો ઉડાદે છે!

૯૫૪ તેમ ઓ ભાઇઓ! જુડાઇને તોડો, અપ્રમાણીકપણું છોડો, નીચ મતલબોને હાંકી કાઢો, અને બાકી રહેલા દિલના બુરા હવશોને, જડમુળથી ઊખેડી નાંખો! અને આખર પ્યાર (બદનજર) જે એક રાજાનીમીસાલ ગણાયછે, તેના પગમાંબેડી પોઇ, બંદીખાનામાં રાખો! અને પછી તમો જુઓ કે, દુન્યાને તમોએ એક હાથ કીધી છે કે નહિ (સંપુર્ણ ફત્તેહ મેળવવી)

૯૫૫ બેજું એ એક ગંતીની મીસાલ છે!

૯૫૬ આ દુન્યામાં ફીલસુફીનું કામ છે! અને પેલી દુન્યામાં ગુનાહની માફી છે!

૯૫૭ ચાર કામપર ભલાઇનો પાયો સમાયલો છેઃ—જ્ઞાન-કામ છાતીની સલામતી-અને પરહેજગારી. જ્ઞાન—તે દીન અને દુન્યાની જરૂરની ચીજોને પીછાણવી, કામ—તે જ્ઞાનને લગતાં કામો કરવાં. છાતીની તંદરોસ્તી તે કીનો અને અદેખાઇનો નાશ કરવો. અને પરહેજગારી—તે દરેક કામોમાં ગભરાત તજી સબુરી પકડવી!

૯૫૮ જ્ઞાન અને કામ તે શરીર અને આત્માની માફક એક બીજા સાથે જોડાયલાં છે જો તે બેમાંનું એક એકલું હોય તો તેનાથી કશો ફાયદો થતો નથી!

૯૫૯ છુટકારો કરવાના ત્રણ રસ્તા છે. સાચો માર્ગ—પરહેજગારી—અને હલાલ રોજી.

૯૬૦ તવંગરી પૈસાથી નથી, પણ આપણને જે મળે તેપર સંતોષ રાખવાથી છે!

૯૬૧ જે માણુસ લોકો પાસે કશીરીતની માંગણી કરતો નથી તે સર્વેનો ચાહ મેળવે છે. તેમજ તે અપક્ષપાતપણાંથી ઓળખાયછે!

૯૬૨ સંતોષી માણુસ ગમે એવો ભુખ્યો હોય છતાં તે તવંગર હોય છે, પણ લોભીને દુન્યાનો ખજાનો મળે છતાં, તે ગરજવંત હોય છે!

૯૬૩ બે દુન્યા વચ્ચે દાદર છે, જેપરથી લોકો ચઢ ઊતર કરે છે!

૯૬૪ આ દુન્યામાં તમારૂં કામ છે, પેલી દુન્યામાં કામનો બદલો છે!

૯૬૫ તમારી અને મોતની વચ્ચે એક પરદાનો અંતર છે, માટે પરદો ઊંચકાય, તે આગમજ તમારૂં સર્વે કામ પારપાડીલેવ!

૯૬૬ જેમ એક ગંતીમાં દાણો દળાય છે, તેમ ભેજામાં, કોઇબીરીતનાં વિચારો મુકવામાં આવે, તો તે દળાતા રહે છે, અને તેવાંજ તેને પોતાને ફળ ચાખવાં પડે છે!

૯૬૭ કોઇ પણ જાનવર, પ્રાણીનો યા નીરદોષ કીડીનો જાંન લેવાને ખુશી થશો નહિ; કારણ કે, જેવો જાન તમોને વહાલાં છે, તેવોજ એઓને છે.

૯૬૮ આગથી તારાજ થયેલી, રેલથી તણાઇ ગયેલી, અને ધરતીકંપથી ગરક થયેલી સર્વે માલમતા, તમોને કોઇને કોઇ કાળે પાછી મળશે, પણ એક મતા જો ચોરાઇ ગેઇ તો તે તમોને પાછી મળનાર નથી, તે છે ફક્ટ '**મોંત**' માટે ઓ શખ્સો, સર્વે લાલચો તજી દઈ, એનાથી તમો ચોંકેલા રહો!

૯૬૯ ખુંની આદમી, કોઈપણ રીતે આ જેહાંનમાંથી દગો રમી છૂટી જાય, પણ આ મોંતના જાલંમ પંજામાંથી, કોઇ પીર

યા પેગંમ્બર છૂટવા પાંમ્યા નથી, માટે પળેપળ ડર રાખી, ન્યાત, જાતમાં, ભલાઈ કરો! અને 'હુંપણુ' છોડી દ્યો!

૯૭૦ એક દુશ્મનને તલવારથી જેર કરવો, તેના કરતાં ઝબાંનથી જેર કરવો, એમાં ખરી નામદારી છે, અગર, ઝબાંનથી નહિ બને તો, તો, તમારે માટે બેહતર એજ છેકે, તેને દોસ્ત તરીકે ગણુતા રહો!

૯૭૧ હજારો રૂપીઆની ખુવારી કરી, લોકોને જણાવવા, કોઈ તકલીફી કામો કરી, માનપાન મેળવવું, તેના કરતાં, કામ એવું કરવું કે, જગેજગ તેની તકતી, અને તેનાં ઉમદા ગુણો જીંદગીમાં, અને જીંદગીબાદ વ્યાપીરહે! એજ જાવેદાંન તલકની કીર્તી તથા ભલા આશીરવાદ સમાન છે!

૯૭૨ દુન્યાની પાંચ જાતો *(દ+ધો+મો+મા+સી) નો નિંદરોજ ખપ પડેછે, તેમાં પહેલા ત્રણુનો ભરૂસો, કદી કરવો નહિ, એકનું કદી કરજ કરવું નહિ, અને એકની દોસ્તી કરવી નહિ; જેઓએ આ બાબદપર વિશેષ ધ્યાન નહિ આપ્યું, તેઓને પસ્તાવા સીવાય બીજું કશું મળતું નથી!

૯૭૩ તમો જોરાવર હોતો, તમારૂં જોર, દેલાવરો સાથે અજમાવતા રહેજો! પણ નબળા સાથે હિંમત કરશો નહિ, કારણ કે, એનાથી ઘણી વેળા બોંયને નમન કરવાનું થાયછે!

૯૭૪ જેમ, નદીને ફાંટા ઘણાં હોયછે, તેમ ઈનશાંનોને ભેજાંના ફાંટા અનેકતરાંહનાં હોયછે!

---

* નામ સમજી લેવાં

૯૭૫ દુન્યાના આદમીને બહારથી એક ઝબાંન છે, પણ અંદરખાનેથી બીજી બે રહેછે!

૯૭૬ એક માણસ પહેલાં, એક ચીજની કબુલાત આપશે બીજી ઝબાંનથી પાછો 'ના' પાડશે, અને ત્રીજી ઝબાંનથી ફરી એક વેળા 'હા' પાડશે! માટે તમો એવા શખ્સો સાથ કામપાડો તો, ત્રણવાર તમો પણ દરયાફત કરતા રહેજો !

૯૭૭ કોઇ પણ પેગંમબર સાહેબના ફરમાન મુંજબ, જોકોઇ શખ્સ નહિ ચાલે, અને તેના ધર્મ પુસ્તકમાં, કોઇપણરીતે સુધારો કરી, માન મરતબો મેળવવાનું ડોળ રાખે તો તે શખ્સને બીજો પંથ સ્થાપવા દેજો! કે જેથી કરી તે પોતાની પેગમ્બરીનો દાવો ત્યાં કરી શકે! એવા શખ્સને, તમારી મંડળીમાં દાખલ કરશો નહિ.

૯૭૮ તમારાથી ઉમરે પુગેલાંને માન આપજો અને ઉતરતા-ઓને ઉત્તેજન આપજો! પણ જો તેઓ બચ્ચાંની માફક ખેલ કરે તો ત્યાંથી દુર રહેજો!

૯૭૯ દુન્યાના માણસો બે ટેક રાખેછે, એક 'ખરો' અને બીજો 'ખાલી ડોલ' રાખવાનો!

૯૮૦ જો એક શખ્સ પોતે ફકીર હોય, યા પૈસાદાર હોય અને તેજો ખરો ટેક રાખી આ ખલકતમાં વાસો કરે યા બીઆ-બાંન જંગલમાં જાય, છતાં, તેની આગળ એક દેવ પણ નમી જાયછે, કારણ એવો ટેક રાખવામાં ઘણીવાર જાંનફેશાની કરવી પડેછે! અને એમાંજ ખુદરતનું ખરૂં ફરમાન અદા કરવાનું છે!

૯૮૧ જો એક ઇનશાન પોતે પોતાની બડી ઢાંકવાને ખાતર ખાલી ટેક રાખી બીજાઓને દેખડાવવાનું ડોલ રાખે છે,

તે વખતે પહેલાં તેનાજેવા બીવકુફ શખ્સો માન આપશે! પણ પાછલથી તેજ નરો તેની હસાઇ કરશે! માટે ઓ શખ્સો! દુન્યામાં રહી, ખોદાને ભુલતા, નાજાવ અને તેના ફરમાનને ગેરવાજબીપણે તોડી ગરૂરીપર મુસ્તકીમ ના રહો!

૯૮૨ દુન્યાની હરેક ચીજો જે હસ્તીમાં આવી તે સર્વે ઉપયોગી છે માટે તમારી જીંદગીમાં એક કાગલનો ટુકડો, ડોરો, યા ઝાડના તણખલાંને પણ ધીક્કારની નજરથી, બેદરકારી વાપડશો નહિ! કારણ વખત આવવે તમારૂં કામ એની ગરજથી પડતું મુકાશે!

૯૮૩ જો એક મોસમમાં કેરીનો પાક ઘણો ઉતરે છે, તો તે રેવરેવ થાયછે, અને પૈસાદારો, તેમજ ગરીબો તેની દરકારવટીક કરતા નથી!

૯૮૪ તેમજ નોકરો ડગલે ને પગલે રેવ રેવ થાય તો તેની પરવાર રસ્તે ચાલતો રાહદારી પણ કરી શકે નહિ! માટે ભાઇઓ! આગળા વખતને પકડી નારહો પણ જાતી બુધ્ધી અને જાતી હાલતથી તમારી જીંદગીનો પુરતો દરયાફત કરો! ને, એશઆરા-પણું છોડીદઇ વખતનો બારીક ઉપયોગ કરો!

૯૮૫ ભાઇ! જીંદગીપર ભરૂસો રખાતો નથી અને એલમનો તો પાર રહયો નથી, માટે તમોને સજાવર છે કે તમારૂં પોતાજોગું જ્ઞાન મેળવી કાંઇ ધંધો યા હુનર હાથ કરો! પણ મુખ્ય બાબદ તજી. દેઇ આયદે 'નિરદોષપણું' જાહેર ના કરો!

૯૮૬ ઇનશાંન! જેને નથી જીવ યા નથી જેને હાથ યા પગ છતાં દુન્યાના લોકોને પોતાના શરીરપર જેમ બને તેમ ખીચો ખીચ, એક જગ્યાએથી બીજી જગ્યાએ લેઇ જવાને પોતાના મોંઢા-

માંથી માત્ર વરાળ બહાર કાઢે છે, તે છે ફકટ **'ટ્રેન' અને 'સ્ટીમર'**

૯૮૭ તેમ દાનાવો ! અગર તમો ભોંયે પડેલા હો, અને ખોદા સમાન તમારી દાદનો લેનાર, આ જેહાંનમાં હોય નહિ, છતાં તમારી બનતી જોગવાઇએ, દુખી આદમીઓતર્ફ તમારૂં દીલ પહેલાં દોડાવજો ! અને તેઓને દુખમાંથી ઉગાડવાં એમાંજ તમારૂં ખરૂં સુખ સમાયલું છે !

૯૮૮ આ દુન્યામાં પૈસાદારોજ ભલાઇ કરવા આયાછે એવું નહિ સમજવું; પણ દરેક જણ કોઇ પણ પ્રકારના ભલાઇના ગાંઠથી બંધાયલો છે !

૯૮૯ બેચીજ—પાણી અને આગનો સોબત કરશો નહિ અને કરો તો ઘરે પાછા ફરશો નહિ !

૯૯૦ બૂરાશ એ એક એવો તીર છે કે જેને દરેકજણ અટકાવવાને સામર્થવાન થતું નથી.

૯૯૧ જેંમ દરિયો, જંગલ, તથા પાહાડ ખેડતાં, આદમી કંટાળી જાયછે, તેંમજ બૂરાશ જેવી ચીજમાંથી પસાર થતાં, આદમી લોહીનું પાણી કરે છે !

૯૯૨ હક્કતાળાને પહોંચવાનો પહેલો તબકકો એજ છે કે બૂરાઇને તજી રાસ્તી વખતે પોતાની ઝબાંનને ખોલવી (એટલે કે હરેક બાબદોમાં નાંખતી કરવી, પણ ખરાપણું જાહેર કરવામાં લડત ચલાવવી)

૯૯૩ જેંમ ફરજંદોના અધિપતી માબાપ છે, તેમ ગરીબ લાચારોનાં અધિપતી દોલતમંદ છે.

૯૯૪ પૈસાદારોને જે ન્યામત બક્ષી છે તે પોતાના સુખને ખાતરજ નથી, પણ હજારો આદમીનું ભલું કરવાને માટે છે; અને એજ એઓની મુખ્ય ફરજ છે!

૯૯૫ સુખ બે રીતના હોય છે. ૧) મતલબી, અને ૨) આપ-એખત્યારી. જેને આપએખત્યારી સુખ સાચવ્યું તેના આચાર વિચાર કુંનેહ અને તેનાં ગુણોને કોઇ ફરી વળતું નથી.

૯૯૬ નવરો બેઠેલો માણુસ સો બદીની જાળ આસપાસ પાંથરેછે.

૯૯૭ આળસાઈ પળભારનો દોસ્ત છે, પણ અંદરથી દૂશ્મ-નાઈના કિલ્લા બાંધી કીંમતી જીંદગીને ધુળ કરે છે અને મગજને છાલકુ બનાવે છે!

૯૯૮ દરેક ઝનુંની પ્રાણી અને ઇનશાંનોનો અટકાવ થાય પણ તોફાની પવન અને દરિયાને કોઇ અટકાવી શકતું નથી.

૯૯૯ જે પોતાની લાજ અને શરમને બેમરવત ગણી, છડે ચોક હવા સાથે ઉડે છે, તે તમારો માનમરતબો, માયા અને મહેરબાનીની કદર કેમ બુજશે?

૧૦૦૦ જે માણસો ખોદાની અપરમપાર ગુણોની તારીફકરે, અને ખોદા તર્ફે પોતાનું અપક્ષપાતપણું જાળવે, તેવા માણસોને દુન્યાસાથ કોઇ પણ તરાંહની નીસબત નથી.

૧૦૦૧ કોઈના સગાં સ્નેહીઓનાં કજીઆમાં ભાગ લેશો નહિ, કારણકે જેઓ એક લોહીના છે, તેઓ આખરે તેજ લોહીમાં મળી જશે! અને ભાગ લેનાર નાહકનો દુખમાં આવી પડશે.!

૧૦૦૨ જેઓ રાતદિન રંજ ખેંચી, પોતાનો જીવ ખોદાને હવાલે કરે, તેમની આગળ અક્કલ કાંય નહિ સલામ કરે?

૧૦૦૩ એક નરની ખોટ બીજો પુરે પણ તેનું નામ, નીશાન અને જાહોજલાલી કોઇ નહિ પુરે!

૧૦૦૪ જે માણસ ઉદ્યોગપર મચ્યો રહે, તે પોતાના ભવિષ્યને ગુલાબનું ફુલ બનાવેછે, અને તેની સુગંધી, તેની જવાનીમાંજ બહાર પડતી જાય છે!

૧૦૦૫ વરસાદના ટીપાંથી જેને ત્યાં પૈસાના બીઆં રોપાતાં હોય, અને તેના વેળા ઉગતા હોય તો માબાપોએ પોતાના ફરજંદોને હદથી જ્યાદા છૂટ અને લાડથી ઉછારવાં, એમાંજ ખરી કીર્તીના ગુણ સમાયલા છે!

૧૦૦૬ નાલાયક માણસની ઝબાંનને ફીકાસ કરવા માંગતા હો તો તમારી પોતીકી ઝબાંનને મીઠાસ કરો!

૧૦૦૭ જેને ઝબાંનપર કાબુ મેળવ્યો ને મગજને શાંતરાખ્યું તે નથી જાણતો પોતાના દોસ્ત અને દુશ્મન! યા પાદશાહ તથા તવંગર.

૧૦૦૮ જે માણસે પોતાની બોલતી ઝબાંનનો આસરો નહિ માંગ્યો! તેને પોતાનાં ભલાં કીજે બીજાના આસરાની કશી જરૂરીયત નથી!

૧૦૦૯ જ્યાંસુધી કસુરપર ગંભીરપણું નહિ દેખડાવીએ અને તેનાથી ડરેલા નહિ રહીએ, ત્યાંસુધી, તેનો ધડો તમારા જીગરમાં તે કેમ કોતરાય?

૧૦૧૦ તમારૂં કામકાજ કોઇ બીજાપાસે કરાવવા માંગતા હો પણ તેની મરજી નહિહોય તો એ બોલમાં પતાવત કરજો! પણ

જબરજસ્તી કરશો નહિ; કારણકે તેના ઉગરના કડુવા તમને નુકશાંનકારક નીવડે છે!

૧૦૧૧ તમારી કરણીનો ફેરો સફળ કરવા ઇચ્છતા હો તો લોહીમાં વધારો ના કરો, પણ લોહીનું પાણી કરો!

૧૦૧૨ જેઓ પોતાના પગપર ખડા રહે છે! તેઓને ભાડેના પગની જરૂર નથી!

૧૦૧૩ ગુનાહના ઝાડો કયા જંગલમાં છે, અને તેને કોણ ઉધારે છે, અને તેનાં ફળ કેટલાં છે, તે સર્વે ખોદાને માલુમ છે, પણ તેની ઝેનદાર અને લેઝતદાર સુગંધી મુંગે મોંઢે ઉવને, ચોક્કસ વખત સુધી ખુશ કરે છે!

૧૦૧૪ ઘણાં માણસો, પોતાની બુરી કરણીનો ઢાંક પીછોડો કરવા ખુશી ખુરમી વખતે સેંકડો રૂપીયાની ખુવારી કરી લોકોને મન મનાવે છે, પણ ખોદાને તો સર્વે રોશન હોય છે! માટે ભાઇઓ! તેની તારીફ કરો તો ઘણી હુશ્યારીથી કરજો!

૧૦૧૫ સાચ્ચા અને પ્રમાણીક માણસને પૈસાની લાલચ નથી તેમ પોતાના ભરમની પણ લાલચ રાખતો નથી સબબ તે સારીરીતે સમજેછે કે દુન્યામાં એવી તે કેઇ ચીજ છે કે જે વફાદારીનો ગુંણ ધરાવતી હોય!!

૧૦૧૬ દુશ્મનોની ગરમી, ઠંડી કરવા માંગતા હોતો તમારી પાસે મુંગે મોઢેની ભલાઇ છે જે પારકાંમાં જાહેર કરો!

૧૦૧૭ જેઓ ફકટ પોતાના પેટ ભરવાને ખાતર રંજ ખેંચે તેઓએ બે ઘડી સમજવુંજોઇએ કે ખોદાનેત્યાં પેટ ભરવાના

રસ્તા બંધ હતા કે તમોને આ ખાકી જેહાંનમાં એવી રંજ ખેંચવાને ખાતર મોકલી દીધા !!!

૧૦૧૮ જ્યારે તમારૂં જીગર તમારાં પેટને દુર રાખે, અને ભલાઇને રોજબરોજ આગળ બોલાવે, ત્યારે તમો નિશ્ચય માનજો કે '**ખોદાની અમુલ્ય બક્ષેશ**' તમારા શીરપર ઉતરી છે !

૧૦૧૯ તમારૂં જીગર નેકીના અને સહાસકર્મના અર્થે, વારંવાર ઉશકેરાતું હોય, તો લોકોના બોલવા ચાલવાની શા સારૂં પરવાર રાખોછો ? અને તે '**ગુનેરોટક**' ગુમાવશો તો સુનું ખર્ચતાં પાછી મળનાર નથી એમ જાણજો !

૧૦૨૦ મગજનો કાબુ રાખવો સેહેલ છે, પણ જીગરનો કાબુ રાખતાં વરસોનો કીંમતી ભોગ આપવો પડે છે !

૧૦૨૧ એક માણુસ મગજના કાબુને ફેરવી શકે, પણ જીગરના કાબુ (ખુદ એકીન) આગળ શમશીર કામ કરી શકતી નથી !

૧૦૨૨ જો તમારે ખોદાપરસ્ત થવું હોય, અને આ દુન્યામાંજ રહેવું હોય, તો લાયક કામ કરી લાયક પૈસો મેળવવો એજ તમોને પુરતો છે !

૧૦૨૩ જેણે દુન્યાના આચારવિચારો તપાસ્યા, જેણે દુન્યાની ચીજોની સંપુર્ણ કસુર જાંણી, તેપર હરપળે ઉસ્તવારી રાખી, તેવા નરને '**દાનાવ**' કહેવો ઘટારત છે !

૧૦૨૪ દરેક કોમના આચાર વિચારો તરેહવાર રીતના હોયછે, ધર્મના ક્રીયાકામો જુદાં હોય છે, બોલીમાં ફરક છે, મોંઢાની મફતીમાં તફાવત હોય છે, અને પહેરવેશ પણ જુદા હોય છે,

માટે એમાં ખુદાનો શું ગુણ સમાયલો છે, અને ખુદાઇ મતફેરીનું કારણ શું, જે બાબે તકરાર કરવી અને કોઇ પણ પંથને ઊંચ યા નીંચમાં ખપાવવો, એ તેના ફરમાનને બીલકુલ અપમાન કરવા બરોબર છે!

૧૦૨૫ અએ ઇનશાંન! તને જે કોમમાં પેદા કીધો હોય, તેજ કોમને હમેશતલક, માન આપ તેમજ તેના ધર્મને ફુલપાનથી વધાવ! પણ, જો, તું તે કોમના વંશવેળાને છોડી જવા પસંદગી બતલાવતો હોય, તો, તારી ઉમદા અક્કલ પરવરદેગારથી પણ વધુ છે; કારણ કે તે મહાજ્ઞાની સાહેબે જન્મથી તારેમાટે કાંઇક ભૂલ કીધી છે કે જેનું કારણ જાહેરમાં લાવવા, ખોદા સાથ સરકસી કરતો રહેછે! અફસોસ! સદ હજાર અફસોસ!

૧૦૨૬ જે માણસ બોલીને હસે, તે કદી કોઇને કસે નહિ!

૧૦૨૭ ખોદાની રાતદિન પરસ્તેશ કરી દોજખી આતશથી છૂટકારો મેળવો, એજ તમારી આંઇન ફરજ છે!

૧૦૨૮ જે માણસ ખોદાની દોસ્તીમાં મચ્યો રહે છે! તેની આગળથી ધીમે ધીમે ઊંઘ, ભુખ, અને દુઃખ ઊડતું રહે છે!

૧૦૨૯ ખોદા હરેક પ્રાણીને ભૂખ્યાં ઉઠાડે છે, પણ ભૂખ્યાં સુવાડતો નથી! તો હવે વિચાર કરોકે તમારે માટે બીજી કઇ ફરજ બાકી રાખી છે? માટે સચ્ચાઇપર ઉભા રહો!!

૧૦૩૦ ઇનશાંનો! આ દુન્યામાં લાખો વર્ષ જીવી, રાતદિન **તેની** એબાદતમાં મશગુલ રહી, ફકટ તેની તારીફ કરો, છતાં, તેના એક બાલ જેટલો પણ ઉપકાર અદા કરશો નહિ! માટે તમો વિચાર કરો કે **ખોદા** એ તે શું ચીજ હશે!!

૧૦૩૧ જેમ દરિયાના પાણી રાતદિન અછરપછર કરી રહેછે! તેમ તમો તમારા કામમાં ડગલે ને પગલે ખટપટીઆ થઇ રહો!

૧૦૩૨ આમલીના ઝાડ કરતાં, લીમડાનું ઝાડ બેહદ શ્રેષ્ટમાં શ્રેટ છે!

૧૦૩૩ આમલીના ઝાડની હવાથી એક કૌવતમંદ આદમી પોતાનું જોર ખોઇ દે છે! પણ લીમડાની હવાથી એક નબળા આદમીના બદનમાં તાકાત વધે છે! તેમજ હવાને હમેંશા સ્વચ્છ બનાવે છે!

૧૦૩૪ એક કીંમતીમાં કીંમતી ચીજ પણ કોઇ શખ્સથી અજાણપણે ભાંગી જાય તો તેને એક સોખન પણ બોલવો દરૂસ્ત નથી; સબબકે કોઇપણ અકસમાત, ન ધારેલીરીતે બને, તેમાં કોઇનો કસુર જાહેર થઇ શકે નહિ! માટે ખુદરત આગળ સર્વ જણ લાચાર છે!

૧૦૩૫ દરિયાની જમીન થાય છે! જમીનનો દરિયો બનેછે! જંગલનું ગામ બને છે! ગામ જંગલમાં ફેરવાઇ જાય છે! ડુંગરના જવાળામુંખી પહાડ બને છે! પહાડો ડુંગરમાં ફેરવાઇ જાયછે! માટે આવા મહાભારત બનાવો ખોદાના હોકમથીજ માત્ર બનતા રહેછે! જેથી કોઇએ આ બાબદમાટે વધુ પૂછપરછ કરવી નહિ જોઇએ!

૧૦૩૬ જેમ ટીપે ટીપે સરોવર ભરાય છે! તેમ ખર્ચમાં ફક્ટ ચાર આને દોઢયું બચાવીએ તો દોઢીઆના રૂપીઆ થાયછે!

૧૦૩૭ જો એક શખ્સ દુન્યાની દરેક ચીજથી ગાફેલ હોય! પણ જો તેનું જીગર જીંદગી તલક હાજર જવાબ દેતું હોય તો

તે ફક્ત એ ચીજ છે, જે તેની '**ભલાઇ**' તથા '**બૂરાઇ**'!!

૧૦૩૮ દુન્યાના હરેક ઇનશાંનો તરેહવાર જાતના નમુના છે, જેમાંના ઘણા ભલા તથા બુરા, અને ઘણા અક્કલી તથા કમઅક્કલી, અને બાકીના લોકોનું જોઇને પોતીકી અક્કલ વેચી **ચોખ્ખા નમુના** બની રહેછે!

૧૦૩૯ જેમ માલ માલમાં ફરક છે, તેમ દરેક કોમ કોમમાં ચોક્કસ રીતનો ફરક છે!

૧૦૪૦ માલની કીંમત એક હોતી નથી તેમજ હરેક ઇનશાંનની કીંમત એક હોતી નથી!

૧૦૪૧ ઘણા માણસો દુન્યામાં રહી, એકબીજાને પજવવાનું પસંદ કરે છે; જેમાં, તેઓ એક મરતએ ઇજ્જત સમજે છે, અને બીજી મરતએ સામા ધણીનું દિલ દુખાવે છે! માટે એવાઓને વાતચીતનો તેમજ દોસ્તીનો લાભ જુજ આપશો, જેથી તેઓ પોતાની ભુલનું કારણ બરાબર સમજે!

૧૦૪૨ ઘણા નરો માન ચાંદના ભૂખ્યા હોય છે, પણ તેઓ સમજતા નથી, કે જ્યારથી ચાંદ ગળે લટકાયો, ત્યારથી તેઓની આપએખત્યારી, અને અપક્ષપાતપણું રહેતું નથી પણ ઉપરથી ફરજનું દબાંણ થાયછે! માટે જો તમોને કોઇ **ચાંદ**ની નવાજેશ કરે તો તેને પાછો સ્વાધીન કરજો! કારણકે પરવરદગારે તમારા નામનો અને ઓખરનો જે ચાંદ બક્ષ્યો છે, તેજ તમોને પુરતો છે! અને એનાપરજ તમારી જીંદગીનો આધાર રચાયલો છે!

૧૦૪૩ દિવાનખાનામાં સીસોલીનો અવાજ નગારાં આગળ કાંઇ નથી તેમ પુરવીનોઆગળ ટુંક શીખાઉ કાંઈ બીસાદમાં નથી પછી તે હોય બીચારા અક્કલી અને દાનાઇના સોખનથી ભરપુર.

૧૦૪૪ લડવા કરતાં યુકતી ભલી, અને ગભરાત કરતાં સબુરી ભલી !

૧૦૪૫ જે માણસ પોતાની અક્કલ અને યુકતી બીજાથી શ્રેટ સમજે છે, તેનાથી સચ્ચાઇ દૂર નાસે છે !

૧૦૪૬ દુન્યામાં નુંકશાંની ત્રણ છે—જેની આગળ દરેક યુકતી રદ છે—સગાં વહાલાંની દુશ્મનાઇ, ધંધાદારીઓની અદેખાઇ અને પાદશાહોની અક્કલની ખાંમી.

૧૦૪૭ સુખ, જીંદગી, અને માલ ખજાનો આ ત્રણ ચીજ સંતોષકારક નથી.

૧૦૪૮ તમારે ખુશી ચહાવી હોય તો ત્રણ ચીજ તમારી પાસે રાખો—તમારાં નસીબપર રાજી રહો, એકઠું કરી રાખવા સારૂં વધારે કોશેશ ના કરો અને ખોદાની બંદગી કરવામાં (બનતાં સુધી) વખત ગુજારો !

૧૦૪૯ ચાર ટેવ ધરાવનારને કોઇપણ પ્રકારની નુકશાંની નથી:—હલાલખાનું ખાવું, ભલો સ્વભાવ રાખવો, સાચું બોલવું, અને દેઆનત સાફ રાખવી.

૧૦૫૦ ગુસ્સાની વખતે શીક્ષા ના કરો પણ માફી બક્ષશો કે જેથી તમો માયાળુ બનો !

૧૦૫૧ આફતની વેળા ગભરાવ ના પણ સબુરી ધરો જેથી, તમોને ખુદરતી ભલા વિચાર ઉત્પન્ન થાય !

૧૦૫૨ કોઇપણ બક્ષેશ તથા ભલાઇ કરવામાં પછાત ના પડો પણ ઉતાવળે થાવ જેથી લોકો તમોને તાબે થાય (માન આપે)

૧૦૫૩ મોતી ધુળમાં પડયાં હોય તો ચારણીનો ઉપયોગ કરો, અને આફટ આવીપડીહોય તો દાનાવોના મત એકઠાં કરો.

૧૦૫૪ જે માણુસ દોલતપર મગરૂર નથી, તેનેમન દુઃખ સુખ સરખું છે!

૧૦૫૫ દરેક માલમતા મેળવતી વખતે નાશનો વિચાર કરો, અને ચઢતી હાલત વખતે પડતીનો દરયાફત કરો! તોજ તમારાથી તે સાચવી શકાશે! અને ખુશાલી ઉત્પન્ન થશે!

૧૦૫૬ બહાદુરીનો ખપ બધાને પડે-બુધ્ધીની ગરજ દુન્યાને પળેપળ હોય, અને મીઠી જુબાનપર દરેક જણ લોભાય! આ ત્રણ પયકીનો માણુસ કેહે પણ સંકટ આવી પડવાથી દિલમાં ડર રાખતો નથી! કારણકે તેને પાળવાવાળા ઘણા મળે છે!

૧૦૫૭ એકાંત બેસવું અને દુન્યા તજવી તે લોકોના માલપર તડાપ નહિ મારવાને ખાતર છે અને બૂરાશને દુર કરવા કીજે છે!

૧૦૫૮ એકાંત માણુસ (એકમાર્ગી) એવો હોવો જોઇએ કે દીલને ગફલતીથી, જીવને બૂરી ઇચ્છાઓથી, અને જુબાંનને કઢંગુ બોલવાથી, હમેશા સાચવી રાખે!

૧૦૫૯ ફરજ એ આ દુન્યામાં એક મોટું કરજ છે!

૧૦૬૦ ઇનશાનોને માથે જે ફરજ મૂકવામાં આવી છે, તે જો તેઓથી બરાબર અદા કરવામાં ન આવે તો તેઓએ હમેંશા ચુપ રેહેવું, પણ આ જેહાંનના લોકોને બોટું સમજાવવું એ તેઓ પોતાના હાથે ખોદાનો દશવણો ગુનાહ માંથે લેછે!

૧૦૬૧ દરેક જણને કસી જોજો, અગર સુંનાને કસીજાશો તો તેપણ વજનમાં બરાબર ઉતરશે! પણ **મીંઢા અને એકમાર્ગી** આદમીનું કદી તોલ થઇ શકશે નહિ!

૧૦૬૨ મીંઢો ને, એક માર્ગી આદમી હરવખત, પોતાનો જાતી લાભ તજી ગુપચુપ દુન્યાના રંગો તપાસે છે! એનું તોલ

કદી થાય નહિ! અને કરવા જાવતો વખતે નમી જાયછે! વખતે વજનમાં ઊંચકાય છે અને ઘણી વેળા સમતોલ પણ થાય છે! માટે એની પીછાણ કરવામાં તમો પૂઠ પકડશો તો વારંવાર ખટ્ટા ખાશો!!

૧૦૬૩ તમારા કામને જેબ (શોભા) આપવા, અને તમારી અક્કલ હુશ્યારીમાં વધારો કરવા માંગતા હોતો પહેલાં તમારા વખતને નમીને ચાલજો, અને લોકો સાથે લેવડ દેવડનો ઘાડો સંબંધ રાખશો નહિ!

૧૦૬૪ વખતના ગીત, વખતે ગવાય, કવખતે તે બીરાજે નહિ! અને જ્યારે બીરાજે નહિ ત્યારે તમારી **માનસાઈ પીછાન** તે કોણ કરી શકે?

૧૦૬૫ ઘણીવેળા હાથ કામ કરતો નથી પણ નખ કામ કરે છે! તેમ ઘણી વખત, જેટલું અક્કલ કામ કરતી નથી તેટલું કુનેહ, કામ કરી શકે છે!

૧૦૬૬ કોઇ સાથે ખાનગી કામ યા વાતચીત કરતા હોતો તો ચાર બાજુ બરાબર તપાસજો! કારણકે ઘણીવેળા દિવાલને ખુદરતી કાંન ઉભા થાય છે.

૧૦૬૭ જે માણસ **પોતાના જીવનેજ વહાલો ગણે છે!** અને તેને ખુશી રાખવા, પોતે ફીદા ફીદા થાય છે! તેવા નાદાન માણસે દરયાફ્ત કરવો લાજમ છે, કે તે અહુરમજદને આ દુન્યા પેદા કરવાનું કારણ શું? અને પોતાને એમાં જન્મ લેવાનો શું સબબ છે?

૧૦૬૮ જ્યારથી કોઇ બચ્ચું પેદા થયું ત્યારથી પોતાના નામની, તકદીરની, કરણીની, અને મોતની તકતી સાથે લેતું આવે છે! પણ તે તકતીનો સાચ્ચો વાંચનાર આ જેહાંનમાં ખોદા સમાન, મેં કોઇને જોયો નથી!

૧૦૬૯ એક માણુસ પોતાનું મોંત કોઇ પણ પ્રકારે લાવવા માંગે યાતો આ જેહાંનથી છૂટકારો કરવા ખોદાને આજીજીથી બોલાવે, પણ જ્યાંસુધી તેની અજલ (મોંત) આવી પુગે નહિ, ત્યાંસુધી તદબીરો ચલાવવી ફોકટ છે!

૧૦૭૦ જો એક માણુસ ઝેર ખાઇ છૂટકારો પાંમે, પણ તે, તેના પાપથી કાંઇ છૂટકારો પાંમતો નથી! અને ખોદાની દરગાહમાં પણ જઇ પૂગતો નથી! પણ જ્યાંસુધી તેની નેમેલી ફરજ તેના શીરપર છે તે, તેને પોતાને કોઇબીરીતે અદાકર્યાવગર આ જેહાંનમાં છૂટકો નથી!

૧૦૭૧ જેમ એક દિવાલ બાંધતી વખત સીમીત અને મોંટો ભાગ કોલનો ખપ પડે છે! પણ જ્યારે તેમાંથી સીમીત તથા કોલ નીકળી જાય છે! ત્યારે દિવાલનો પાયો મઝબુત રહેતો નથી!

૧૦૭૨ તેમજ આ ઇનશાંનો! શરીર દિવાલ છે! માહેનું પરૂં એ સીમીત છે! અને લોહી એ કોલ છે! માટે આ બે ચીજને તમારી જુવાનીમાં નહિ સાચવી, તો તમારા આખા શરીરનો પાયો હાડપીંજર થયો, અને જીંદગી રદબાતલ થઇ એમ જાણુજો!

૧૦૭૩ જો એક નદીની પાળમાં હોલ પડે તો ધીમે ધીમે પાણી તેમાંથી બહાર નીકલી જાય છે, અને તેના ધોધથી પાળ ફૂટીજઇ ચોમેર પાણી પંથરાઈ જાય છે!

૧૦૭૪ તેમ તમારો પૈસો કમાર્ગે ખર્ચો તો આસ્તે આસ્તે આવક જતી રહેશે, અને ત્યાર બાદ તમોને બીજા અનેક ખરાબ રસ્તામાં ઊતરવું પડશે જેથી આખરે તમામ દોલત બીજાઓના હાથમાં પંથરાઇ રહેશે!

૧૦૭૫ જેહાંન ફનાં છે! તમામ હસ્તીવાળી ચીજ ફનાં છે! તો તમો પોતે પણ ફનાંતો થવાનાં! માટે ભાઇઓ, '**ફના**' જેવા એક શબ્દને સુનેરી તકતીમાં કોતરી રાખો અને યાદકરતારહો, જેથીકરી બદીથી તમો ડરેલા રહો!

૧૦૭૬ તમારા ફરસુદના વખતે દોસ્તની રાહ જોતાહો તો ગુણગારી કેતાબોને રોજબરોજ દોસ્તતરીકે બોલાવજો!

૧૦૭૭ દરેકની જીંદગી એ દરરોજનું દફતર છે માટે બૂરૂ લખાયું હોય તો તેને છેકી ભલું કરો અને ભલું લખાયું હોય તો તેથી પણ ભલાઈ કરવાની કોશેશ કરો!

૧૦૭૮ જે માણસ પોતાનો માન મરતબો અને લાયકી નથી પીછાંણી શકતો, તે બીજાઓનો હક્ક કેમ પીછાંણી શકશે?

૧૦૭૯ નોકરોને મહેરની નજરથી જોવ, અને કસુર થવ હોયતો બનતાંસૂધી ખમી જઇ એકાંત જગાપર તેમને સલાહ દેઇ તોજ તે કામ બજાવવામાં ઈમાન લાવશે! અને તમારી તાબેદારી કરશે!

૧૦૮૦ આખી દુન્યા ખોદાતાળા આગળ એક '**ઉડતું મચ્છર**' છે, તો જ્ઞાની કહે! મુજની, તુજની ગણુતરી શી બાબદમાં થઇ શકશે?

૧૦૮૧ દુન્યામાં ભલાઇ કરવા છતાં, તંગી વખતે જે કોઇ પારકાંની ભલાઇ લેતો નથી, તે લોકોનો વડો **હાકેમ** ગણાય!

૧૦૮૨ હાથ પગ તે પાદશાહની રૈયત, અને માથું તે શેહનશાહ પોતે! આ બે ચીજો એક એકસે મલતી નથી, ત્યારે, જાંણવું કે દેશની પડતી દશા આવી પહોંચી!!

૧૦૮૩ જે. માણસ ખોદાના ભેદાનો વિચાર કરે છે, તેની જાતી બુદ્ધીમાં, અને અંતર જ્ઞાનમાં વધારો થતો રહેછે, અને જે, નથી કરતો, તે દુન્યાની લાલચોમાં, સદા લપેટાયલો હોયછે!

૧૦૮૪ જેની પાસે ખજાનો નથી તેને આબરૂ નથી, જેને ફરજંદ નથી, તેની આંખે રોશની નથી! જે કોઇને ભાઇ બહેન નથી, તેને બાજુનું કૌવત નથી; અને જેને ઑરત નથી, તેને ખુશી મેળવવાનું નસીબ નથી! પણ જેઓને આ સામટી ચાર ચીજ નથી, તેને કશીરીતની દીલગીરી નથી!

૧૦૮૫ ઊમરે પુગેલાંઓમાં અક્કલ જેવી ચીજ નહિ હોય તો, તેઓ વગર પાણીનાં નાળાં મીસાલ છે!

૧૦૮૬ ઘોડાનો ખોરાક, ઘોડાને રૂચે! મોરના પીછાં મોરને શોભે! અને હંસની ચાલ હંસને બીરાજે! તેંમજ એ ઇનશાંનો! તમારી હાલતનો પહેલાં વિચાર કરો, પણ તકલીદી મગજના કાંટાને માન આપો ના!

૧૦૮૭ જે લોક પોતાનાં અંતકરણો વધારે **'સુંદર કપડાં'** ઉપર લગાડી પોતાને વધુ શોભાયમાન, અને વધુ પૈસાવાળા દેખાવવાની કોશેશકરેછે એ કેવળ મૂર્ખાઇ છે તેંમજ ભવિષ્યનો પસ્તાવો આગમજથી ગવાહી આપે છે!

૧૦૮૮ જે સ્થીતી પરવરદેગારે બક્ષી હોય, તેજ સ્થીતીમાં રહેવું, એમાં આપનું ખરૂં સુખ અને માન છે!

૧૦૮૯ આપણી ગરૂરી, તરેહવાર જાતના ઉડાઉ ખર્ચો કરી કરાવી, પોતે ખસી જાય છે, અને આપણને કઢંગી તેંમજ હસી કાઢવાજોગ હાલતમાં ફેંકી દેછે!!!

૧૦૯૦ અય શખ્સ! દુન્યા સાથે **'સમશીર'** (કાવાદાવા) ઉઠાવશે, તો તેનો બદલો, તેઓ અંધકારમાં આપશે, પણ અગર, તેં ખુદરતી પેદાયશ, તેના ફરમાન, અને તેના ધર્મસાંમે **સમશીર** ઉઠાવી તો ચોક્કસ વખતે, તને રોશનીમાં મુકી, તારા

કપડાંનાં ચીંઠરે ચીંઠરાં હવામાં ઉડાવશે. (બેહાલ) યાતો તારા બદનના ટુકડે ટુકડા ઉડાવી દેશે! (સદાકાળ બિમારીનું બીછાનું) માટે જો તું બધીવાત કબુલ નહિ રાખતો હોય તો નાદાનનો આ કીંમતી સોખન જીંદગી તલક યાદ રાખ!

૧૦૯૧ બૂરા માણસો, બૂરી નસીઅત કરનારને ફુલ પાંનથી વધાવી લેછે, પણ જેઓ ફાયદા ભરેલા સોખનો કહી સંભળાવે છે, તેઓપર **ઝેરી સાપ**ની મીસાલ ડંખ મારવાને તત્પર હોય છે.

૧૦૯૨ એવો તે કયો પાદશાહ, ઉમરાવ યા મરદ થઇ ગયો અને થશે કે જેઓએ મતલબની નજદીક આવી પોતાનો આલા દરજ્જો ટેકવી રાખ્યો હોય?

૧૦૯૩ એવા તે કેટલા શખ્સો તમો હસ્તીમાં જોશો કે જેઓ પોતાના હરેક જાતી લાભ તજી દેઇ, મુફલેસી હાલત ભોગવી નિશ. પક્ષપાતપણાંનુ રણધીરે છે?

૧૦૯૪ જુવાનીમાં કેળવણી નહિ હોય તો, તે વગર ફુલની વાડી છે!

૧૦૯૫ દાનાવ આદમી દોલતને, **અજદહા** સમજે છે, અગર જો તે **અજદહા** પાસે આવે, તો, લોકોનાં ભલાંકીજે તેને હાંકી કાઢેછે!

૧૦૯૬ પરહેજગાર શખ્સ દુન્યાનો લોભ તજે છે, અને દુન્યા જેવી ચીજપર પોતાનો પ્રાણ કાઢી આપતો નથી, તેંમજ દુન્યામાં રહી, પોતાને કંગાળ હાલતમાં રાખતો નથી કે જેથી તેને લોકો દુન્યા તજનાર કહી શકે!

૧૦૯૭ અક્કલ માણસનો પાસબાન છે અને માણસ માલ મતાનો પાસબાન છે!

૧૦૯૮ નહિં માગ્યા વગર બક્ષેશ કરવી, એમાં ખરી કીર્તી તથા દુવાછે! પણ માગ્યા પછી, આપવું એતો માંગણીનો બદલો છે!

૧૦૯૯ તમારા પીતાકરતાં સાચ્ચા ઉસ્તાદોને વધુ માન આપો, કારણ કે પીતા તો ફકત તમારી નાશથનાર જીંદગીને હસ્તીમાં લાવે છે, પણ સાચ્ચા ઉસ્તાદો તો હમેશની જીંદગી બક્ષે છે! (ખોદાને પીછાંણુવા સાથે ભલી જીંદગી ગુજારવાનું જ્ઞાન આપે છે)

૧૧૦૦ જે માણસ દુરઅંદેશી હોય અને આગળથી પોતાની તક સાચવી રાખે છે, તે ધીરજવંત હોયછે!

૧૧૦૧ જો તમો મોંતને નજદીક બોલાવશો તો તે દુર જશે, અને તેની જગ્યાએ દોલત અને આબરૂ આવશે!

૧૧૦૨ માલ અને દોલત તે જીવને શાંત રાખવા, તથા જીવનો નચીંતાઇ સારૂં છે, પણ જીવ કંઇ માલ એકઠોકરવા સારૂં સરજ્યો નથી!

૧૧૦૩ બંદગી કરવી ખોદાને સારૂં છે, પણ કંઇ માણસોને જણાવવા સારૂં નથી!

૧૧૦૪ તમોને પરવરદેગારે હાથ પગ આપ્યા હોય તો અશકત આદમીઓના હાથ પગને ટેકો આપી ચલાવો!

૧૧૦૫ આંખ પરથી બદીનો પડદો દુર રાખો, અને ઝબાંન પરથી બદ સોખનને મારી હઠાવો, કે જેથી, તમો **ખરા ગ્રહસ્થ આદમી** તરીકે લેખાવ!

૧૧૦૬ જે માણસ પોતાના કામપર યા ખોદાની એબાદતમાં ચુસ્ત હોય તેવા આદમીને દુખ દેશો નહિ અને મારવાનું કારણ શોધશો નહિ, કારણ કે તે બીચારાને **ખોદાનો ગુપ્ત માર** પડેછે એજ તેને બસ છે!

૧૧૦૭ એ ભાઇ! લોખંડનો પુલ તેના વખત આવવે જમીનદોસ્ત થાયછે, પણ પહેલવાન જેવું શરીર માશુકના પળકારાથી તુરત જમીનદોસ્ત થાયછે! માટે, ભલાઓ! હમેંશા દયાનત પાક રાખજો!

૧૧૦૮ જે માણસ સૂરજના અસ્ત પામવાની રાહ જોય છે, તે પોતે **આળસુ** છે! પણ, જે ધણી સૂરજના ઉગવાની રાહ જોય છે તે પોતે **ઉદ્યોગી** છે!

૧૧૦૯ મોંત, સો કોઇ બોલે છે! પણ, મોંત કયારે અને કેંમ, તે કોઇથી અંકાતુ નથી!

૧૧૧૦ જવાની પછી બૂઢાપો આવશે પણ બૂઢાપો પછી જવાની આવવાની નથી! માટે, તમારા ચાલતા વખતમાં, એક બીજા સાથે ભલાઇ કરી લેવ! કારણ કે આખરે લોકો બધું ભુલશે પણ તમારા '**લાયક સોખન**' અને '**ભલાઇ**' નહિ ભુલશે, એ સત્ય કરી જાણજો!

૧૧૧૧ જેમ સરોવરનું ઝાડ સીધું છે, પણ તેનાંપર ફુલ ફળ આવતાં નથી! તેંમજ સાચો આદમી હમેંશા સીધો છે, પણ તે, આ દુન્યાની ખુશીખુરમી યા, પારકાંની સુખશાંતી કદી ભોગવી શકશે નહિ!

૧૧૧૨ મુરબીઓ કરતાં બેટાઓ દુન્યામાં, નામવારી ભોગવે, તો તેમાં કાંઇ અજાયબી નથી! કારણ કે કોટલાંમાંથી બદાંમ નીકળે છે! અને બદાંમમાંથી સ્વાદીષ્ટ મીજ પેદા થાયછે!

૧૧૧૩ કોઇના દિલની વાત તેના ફેલથી પીછાંણો, કોઇના સોખનપર ધ્યાન ના પૂગાડો.

૧૧૧૪ ઊંમદામાં ઊંમદા નેકી **'ચુપકીદી'** છે, અને બૂરામાં બૂરી બદી, બે ફાયદા અને બીન વિચારનો **'સોખન'** છે!

૧૧૧૫ સમુંદ્ર તે **'ખોદા'** પોતે અને સમુંદ્રના પાણીનું એક ટીપું તે આ જેહાંનનો ફકત એક **'જીવ'** તો ઇંનશાંનો ધ્યાન ધરો કે તેના કાયદા અને એન્સાફને આપણે માન કાંય નહિં આપીએ? અને તેની ન્યામતના શુક્રાના બર કાંય નહિ લાવીએ? અને તેની પરસ્તેશ (બંદગી) તે શાસારૂં નહિં કરીએ?

૧૧૧૬ બંદગીનો કટ્ટોશત્રુ આળસાઇનું મૂળ છે!

૧૧૧૭ બંદગી કરો, ત્યારે તમારાં ખાકી બદનને **પોશાક** મીસાલ બનાવો, અને ભૂખ અને તરસને તમારૂં દિલ કે જે ઝાડ છે તેને **ફળદાર** બનાવો! કે જેથી તમારૂં મગ્જ ખાલેસ બને! અને દુન્યાની તમામ ચીજોને તમો ભૂલી જાવ!

૧૧૧૮ જેઓ ખાવા પીવા મજા અને સૂવામાં પોતાનો વખત લીએ છે, તેઓ એક **'જુદાઈના જંગલ'**માં પડેલા છે કે જ્યાં સેતાન સીવાય કોઇની હસ્તી નથી!

૧૧૧૯ બૂજોરગી, મોંટાઇ, તકોબરી, અને પાદશાહીનો ખ્યાલ ભૂલી જાવ, કારણ કે એઓ ખોઆબની મીસાલે છે!

૧૧૨૦ તમારો દંમ પવન સાથે છે કે જે પવને મસ્તીમાં આવી હજારો બદીમાં ફેંકી દીધા છે, માટે એપરથી હાથ ઊઠાવો અને ગાફેલીયતમાં વખત ના કાઢો!

૧૧૨૧ 'હુંપણું' અને 'તુંપણું' આ બે ચીજની દિન રાત કતલ કરો, અને **'તે'** જે બાકી રહ્યો તેની આગળ તમો જાવ,

કારણુ કે 'તે' તમારી ઘણી નજદીક છે પણ તમો તેનાથી ઘણા દૂર થઇ ગયા છો!

૧૧૨૨ મેં એવા દુન્યાના ઘણાઓને જોયા છે કે જેઓ જાહેરમાં ફીલસુફી વાયજો અને લખાંણો કરી કરીને પોતાના અંગત લાભ સાચવવાને માટે, બીજાઓને કશી રીતની અસર કરી શકતા નથી!

૧૧૨૩ મેં એવા કમમાં કમ જોયા છે કે જેઓ ખુદ જીગરમાંથી બાગેબુલંદ અવાજો બહારકાઢી, સામાંમાણુસોપર વિજળી ઝડપે અસર કરેછે!

૧૧૨૪ તમારો દુશ્મન તમારી આગળ આવી બેઠક લીએ તો પહેલાં ફરજ તમારી છે કે તેને આદરસત્કારથી બોલાવવો, કારણ, કે, તમારી આગળ આયો, એ બોલવા બરાબર થયું!

૧૧૨૫ તમો દિવસમાં અને નિંદ લેવ, તે આગમજ દિલમાં જેવા વિચાર લાવશો, તેવા વિચારોનો છાપ, તમારી **સ્વપ્નાની તાસીર**માં જોશો! કારણુ કે ખુદરતનો ખરો ચમત્તકાર, દરેક ઇન્શાંનને સ્વપ્નામાં જોવાનો છે!

૧૧૨૬ ખોદા સન્યાસીને દુન્યા ધુળ સમાન છે! તેંમજ ગંમખાર આદમીને પૈસો ટકો તથા સુનું ધુળ બરાબર છે!

૧૧૨૭ જેંમ, ચોરી કરનાર આદમીને બંદીખાનાની સજા ભોગવવી પડેછે! અને તેની નેમેલી સજાએ તેનો છૂટકારો થાયછે! તેંમ જીવ એ **'બંદીવાન'** છે! અનેશરીર એ **'બંદીખાનુ'** છે, માટે જયારે સંપુર્ણ શીક્ષા પુરી થશે, ત્યારેજ જીવનો છૂટકારો થશે! ત્યાંસૂધી તો હરેક હસ્તીમાં આવેલી ચીજને નીમી આપેલાં રૂપ લેઇને આ ભેવફા દુન્યામાંજ મૂકામ કરવાનો છે!

૧૧૨૮ આ જેહાંનમાં ખુંનીને ઈન્સાફથી થોડી ઘણી મહેર કરવામાં આવેછે, પણ ખુદરત તેને યા કોઇનેપણ મહેર કરી શકે નહિ, સબબ **'તેનો ન્યાય એક'** અને **'કાયદો સાચ્ચામાં સાચ્ચો** છે !

૧૧૨૯ એક ચીજ એવી છે, જે નાપાયદાર છે, પણ બીજાંને તળભાર પાયદાર બનાવે છે! તે ચીજને ખોરાકની કશી અગત્ય નથી, પણ દરેકને ખોરાક બક્ષે છે! તેને કોઇ જાતનું રૂપ નથી, પણ બીજાંઓને હરેક જાતનું રૂપ આપે છે! તે ચીજમાં બદી જેવું કશું નથી, પણ બીજાંઓ બદીમાં લલચાયે છે! તે ચીજ બે દિલ બેવફા નથી, પણ બીજાઓ બેવફા છે, તો તે ચીજ એો મારા મીય બંદુ આ **જેહાંન** છે! માટે, ઓ ભાઇઓ! આ નાપાયદાર ચીજપર તમો ગરૂર ના રહો! કારણ કે આ ચીજ પોતે ના પાયદાર છે, તો તમો ગરૂરીપર પાયદાર કેંમ રહેશો? માટે આ કાતીલ ચીજ (ગરૂરી)ને હાંકી કાઢો !

૧૧૩૦ આ જેહાંન ફકત એક **કુંચી** છે, પણ તે કુંચીની માલીકી તે મહાન પિતાના હાથમાં છે!

૧૧૩૧ જેંમ સુરજની ચકચકીત રોશનીને વાદળાં ઢાંકી નાંખી, આ જેહાનમાં, એકાએક અંધકાર બનાવી દછે! જેની લેશ ભાર ખબર નથી પડતી, કે હરપળે, શું બનનાર છે!

૧૧૩૨ તેંમ ઓ દાનાવ! જ્યારે આ પાપી જેહાંનની ચાવી ખોદા તરફથી બંધ થઇ જશે, ત્યારે, કોઇને પણ એક ખ્યાલ કરવાની ટક મળશે નહિ, માટે, હમેંશા **નેંકીના બીઆં** વાવતા રહો! કે જેથી, તમારા જીગરને આફત વખતે ખરા આશીરવાદ સમાન થઇ પડશે!

૧૧૩૩ પરવરદેગારે, આ દુન્યાને સુધારવા માટે, ચાર દિશા તર્ફે ચાર આફત મૂકી છે. **૧, આગ, ૨, રેલ, ૩, ધરતીકંપ, ૪, મહાભારત લડાઈ!** અને એની માલીકી ધરતીને અરપણ કરવામાં આવીછે! માટે, હરપળે ચાર દિશા તર્ફથી ચોંકેલા રહેજો; સબબ કે આખી ખલકતને આ ઉપલી ચાર ચીજથી ઘેરી લેવામાં આવીછે!

૧૧૩૪ જો એક નવી છરીનો કસો ઉપયોગ નહિ કરીએ અને તેને સાચવીને રાખી મૂકીએ તો તેનાપર દિનપર દિન કીત ચઢે છે, અને આખરે, તેની કીંમત રદ થાયછે!

૧૧૩૫ તેંમ, જો તમારા મગજનો રૂડો ઉપયોગ નહિ કરો, અને, કંટાળો લાગે એવું ધારી, તેને, તમો તમારા ચાલતા વખતમાં, કસો નહિ, તો આખરે તમારી કીંમત પાણીના મુળ સાથ થાયછે!

૧૧૩૬ જ્યાંસુધી કોઇપણ ચીજ ઉપયોગમાં, તેંમજ પુરતા સંબંધમાં આવે નહિ, ત્યાંસુધી, તેના ચલકાટની ખુબી બહાર પ્રગટી નીકળે નહિ!

૧૧૩૭ જો, તમોને જુઠાનો તીરસ્કાર હોય, તો, તમો પોતે પણ જૂઠું બોલવાથી પરહેજ રહો! (દુર રહો)

૧૧૩૮ જો હક્કતાળાએ, વીસ લાખ માણસે, બે પાંચને પણ ખુદરતી દુખ તરેહવારજાતનું મૂકી, જ્ઞાની, અને મગજના ફેરાવંન નહિ બનાવ્યા હતે, તો, આ જેહાંનના પાપી માણસો, દુન્યાનેજ નહિ, પણ આસમાન ઉપરની **નુંરી ચીજો**માં ઉડલ પાડલ કરવામાં ચૂકતે નહિ!

૧૧૩૯ તમો મજાને આગળ બોલાવો, તો, સજાને પણ સાથે બોલાવતા રહો; કારણકે, આ બે ચીજ એકબીજા સાથે સુખ દુખના ગાંઠડી જોડાયલી છે!

૧૧૪૦ તમારો હાથ એક **કોંમ** તરીકે લેખાય છે!

૧૧૪૧ હાથનાં આંગળાં પાંચ, તે કોંમના પાંચ માણસની **પંચ** ગણાય છે!

૧૧૪૨ જેંમ, દરેક આંગળાં સરખાં નથી, તેમ પંચના આ-ચારવિચાર સરખા નથી!

૧૧૪૩ જેંમ પાંચ આંગળીનો એક અંગુઠો ગણાયછે તેંમ પંચનો એક **સરનશીન** લેખાય છે!

૧૧૪૪ પાંચ આંગળી સરખી નથી, છતાં, જ્યારે વાળીએ ત્યારે, એક સરખી મુંઠી બનેછે, તેમ **પાંચ માણસો** મતફેરી છતાં, આખરે એકસરખી સમજુતીપર આવી શકે છે!

૧૧૪૫ માણસને હાથ હોય પણ હાથ સાથે આંગળાં નહિ હોય તો કામ થઇ શકે નહિ, તેમ, જો, એક **કોંમ** હોય, પણ કોંમ સાથે **પંચ** જેવું નહિ હોય, તો, કોઇપણ કામ સરંજામ ઊતરી શકશે નહિ; તેંમજ તે દુઃખના દરીયામાં ઝોંકા ખાશે અને આખરે, કોંમમાં **બદફેલીનો પવન** વ્યાપી રહેશે!

૧૧૪૬ જો, તમારૂં તકદીર બુલંદ હોયતો, હમેંશા તમારૂં સર નીચું નમાવીને ચાલજો! સબબ, બુલંદ તકદીરથી આ જેહાંને ઘણાં શખ્સોને ગાફેલીયતમાં મૂકી દીધા છે! અને ખોદાના માર્ગની પીછાંણ કરવા દીધી નથી!

૧૧૪૭ કમનસીબ આદમી આ દુન્યાને બીલકુલ વહાલો નથી, પણ, તે કીરતીવંન કીરતારને બેહદ વહાલો છે! કારણ બેનસીબ આદમી પોતાની ઝબાંન અને સર, ખોદાના નામ સાથે લગાડેછે!

૧૧૪૮ તમો બેનસીબ હો, અને, તમારા કામકાજમાં ફાવી શકો નહી, છતાં, ઉગરને કહુવા દેશો નહિ, અને નાસીપાસ થઇ, તકદીરને યાદ દરી, હાથ પગ જોડી બેસશો પણ નહિ, પણ કાંઇને કાંઇ સાધન મેળવવાને ખંત અને હિંમત રાખજો !

૧૧૪૯ દુનયાના બીઆબાંન જંગલો વસ્તીમાં ફેરવાઇ જાયછે, અંધકાર પડેલા રસ્તા નવા થાય છે, દરેક ચીજોના ડાઘો હરેક એસીડથી સાફ થાય છે! પણ એક ચીજનો ડાઘ કદી સુધરતો નથી, તેમજ પાછો સાફ પણ થઈ શકતો નથી, જે ફકટ **નામ નીશાંન** છે! માટે નેક ઈનશાનો! તમારા નામને કદી એબ લગાડશો નિહ, કારણકે જીંદગીમાં અને જીંદગીબાદ, તેની યાદગારી જળવાઇ રહેશે !

૧૧૫૦ સાંભળેલું તેમજ નજરથી જોયલું ઘણીવેળા નાપડેછે માટે, હંમેશા તેની પુરતી સાબીતી વગર, કોઇને પણ કારણ દરશાવવું નહિ; અગર દરશાવવામાં આવે, તો, ભારબોજથી કહેવું નહિ; પણ શકક અને નમનતાઈ વાપડવી !

૧૧૫૧ તમારા કામકાજમાં, ધંધાધાપામાં, અને લડાઇમાં **જીત** મળેતો તેથી એશ આરામ ભોગવી, મગરૂર રહેશો નહિ, કારણ, ઇંનશાનને જીત **અજીત** બનાવે છે! તેંમજ બૂરા લાલચોમાં ફેંકી દીએ છે!

૧૧૫૨ કોઇ દીવસ જૂઠું બોલવાથી લાભ થતો હોય, છતાં એવું કામ કદી કરશો નહિ, પણ કોઇનો નાહકનો જાંન જતો હોય, તો, બોલવામાં ચપળાઇ વાપડી તેના જાંનને ઊગાડવો, જેમાં, તે ખોદા રાજી છે !

૧૧૫૩ ગરજ એ એક એવી ચીજ છે કે, રસ્તે ચાલતા ફકીરને **તુરતની પાદશાહી** આપે છે, પણ, જ્યાં ગરજની ફરજ અદા થઇ કે તેની પાદશાહીપર શીહારંગનું વાદળ ફરી વળે છે!

૧૧૫૪ લોકો પાદશાહીના કેદખાંનાનો બેહદ દર રાખે છે, પણ અજબ છે કે જીવ બંદીખાનામાં પડેલો છે, તેને છોડવાને લોકો બોલકુલ દરકાર રાખી શકતાં નથી! એટલેકે નીતીમાન જીંદગી ગુજારતાં નથી.

૧૧૫૫ ભાઇ કોઇ સાથે ગેલ (લાડ) ના કરતા કારણકે ગેલની હદ કયાંથી કયાં સૂચીની છે. તેની કોઇને લેશભાર ખબર નથી!

૧૧૫૬ જ્યારે જીવ બેહદ તરસ્યો થાય છે, ત્યારે, કાદવ કચરાનું પાણી પણ પીજાયછે, તેવીજ રીતે જ્યારે માણસપર બેહદ આફ્ટ આવી પડે છે ત્યારે ગમે એવી રજક રોજી હાથ કરી લેછે!

૧૧૫૭ જેનાપર જફાના વાદળાં ઘણાં ભમતાં હોય, તેવા શખ્સે માની મૂકવું કે ગુપ્ત વરસાદ તેનાં પાપને ધોઇ નાંખી અશો બનાવે છે! માટે હીંમતથી હાર ન ખાતાં, અને દલગીર ન થતાં, ખુશી સાથે દિવસ ગુજારવો!

૧૧૫૮ પડતાને ટેકો તથા હિંમત આપો, અને ચડતાને જગા આપો!

૧૧૫૯ પુણ્યનું કામ કરો તો ખોદાનું મોંઢું જોજો, પણ આ દુન્યાનું મોંઢું કદી ના, જોતા. કારણકે બુરાઓ તે ટકનો વધુ લાભ લેઇ, તમોને બેઇજ્જત કરવામાં ઢીલ કરશે નહિ!

૧૧૬૦ જો તમારી કદરનો બુજનાર આ જેહાંનમાં હોય નહિ તો, તે તમારો ખોદા છે, જો, તમારી યારીનો લેનાર કોઇ નહિં

હોય તો દેનાર દયાળુ સાહેબ છે, માટે જ્યાં સુધી, તમારા મગ્જમાં એક ખ્યાલ રમે નહિ ત્યાં સુધી એકદંમ પગલું આગળ ભરશો નહિ!

૧૧૬૧ વિચાર છુટથી જણાવો, અને ડાબા તથા જમના હાથને તે વેળા ભુલી જાવ (કોઈની રાખરખાવત રાખો નહિ)

૧૧૬૨ બોલો થોડું અને કરો ઘણું અને એટલું પણ ન થાય તો મુગું બેસવું ભલું!

૧૧૬૩ જેનું બોલવું એક, ને કરવું જુદું તેનાપર એતેકાદ રાખશો નહિ! અગર, રાખશો તો તમો ગેરફતારીમાં મૂકાશો.

૧૧૬૪ તમારા આખા દહાડાની મહેનત, એ પણ એક ખરી કસરત છે; પણ તમારો દિવસ, એશઆરામમાં જતો હોય તો, સવાર અને સાંજ, શરીરને ચાલુ કસરત આપજો! અને તમારા પોતીકા પગપર મુસાફરી ચાલુ રાખજો.

૧૧૬૫ કોઈપણ કસરતથી અંગને તાજગી મળે છે! તેમજ કૌવત વધે છે! મોંઢાને તેજસ્વી નુરમાં ફેરવે છે! અને એકંદર રીતે જોતાં, તે ઇનશાંન ખુશાખુશાલ તથા તંદુરસ્ત રહે છે!

૧૧૬૬ ઘરના બારી બારણાં ચોરની ધાસ્તીને લીધે બંધ કરવામાં આવે છે, તેમ ગુનાહના બારી બારણા લાલચોની ધાસ્તીને લીધે, રાતદિન તાળાં કુંચીથી બંધ રખો! કે જેથી તમારૂં જીગર શાદમાન રહેશે!

૧૧૬૭ ખુદરતી પોકાર બરપા થાય છે, કે એ ભલા કવિઓ! અરે એ શુરવીર શાયરો! જેવારે મારૂં નામ તમો ચીતરો, ત્યારે હમેશા મને તુચ્છકારીથી (તુંથી) નવાજજો! ત્યારે તમો

જ્ઞાનીઓ સમજો ! કે ખોદા જ્યારે માનપાનનો ભુખ્યો નથી તો તમોને માન અકરાંમ તે શાનું જોઇએ ? અને હુંપણું રાખવાનું કારણ શું ?

૧૧૬૮ જ્યાંસુધી રાજા પોતાના માથાપર તાજ પહેડતો નથી ત્યાં સૂધી, તેને રાજા તરીકે કોઇ માન આપતું નથી ! તેવીજ રીતે જવાન નરો પોતીકા બાપદાદાનું તાજ માંથે રાખે નહિ ત્યાં સુધી, તેમની માનસાઇ પીછાંન કદી થાય નહિ !

૧૧૬૯ ચતુર કરતાં દોઢ ચતુર પાણીના મૂળે રેવરેવ થાયછે અને, તેની કીંમત ઓછી, છતાં, જીવને રાહત મળે છે ! પણ જો, તમો દાનાવ થવા માંગતા, હો તો, એપર કદી લોભાશો નહિ !

૧૧૭૦ કોઇનો ગુનાહ જાણ્યા વગર તકસીરવાર ના ઠેડવો નહિતો, તમોનેબી, કોઇ ખોટું તહોમત મૂકશે !

૧૧૭૧ લોકોની તંગી પૂરી પાડો જેથી ખોદા તમોને તંગી વખતે સહાયે કરે !

૧૧૭૨ દુઃખી આદમીઓની ફરીયાદે પહોંચો, જેથી દુખ વખતે તેપરવર, તમારી ફરીયાદ લેય !

૧૧૭૩ સવળાંઓને હેશાંનના છત્ર તળે રાખો કે જેથી તમોને પેલી દુન્યામાં આસાનીનું છત્ર મળે !

૧૧૭૪ જે માણુસ ભલી ઓરતને તજી લાલચથી ભુંડી ઓરતને લાયો તે જીંદગીની જાળના ફાંદામાં સપડાયો !

૧૧૭૫ એક માર્ગી થવાનું પસંદ કરો; કારણકે અગરજો તમો પોતાના કરતાં ઉતરતા સાથે દોસ્તી કરશો, તો તેઓ નાદા-

નીથી, તમોને દુખી કરશે! અગરજો ચઢતા સાથે ભેલાશો તો તેઓ મગરૂરી ધરાવશે! અગરજો, બરોબરીઆ સાથે સંગત કરશો તો તેઓ તમારી ઉપર અદેખાઇની નજરે જોશે!

૧૧૭૬ મરદને કરતુકથી પીછાંણો, અને ઓરતને મક્કરથી પીછાંણો!

૧૧૭૭ તમારા હક્કમાં દુવા ના ચાહો પણ દુન્યાના ભલાં બાબે રાતદિન દુવા ચાહો! કારણકે, ખોદાને જે આપવું છે તે તમોને જરૂર આપતોજ રહેશે!

૧૧૭૮ જે માણસ બુલંદ દરજ્જે ચઢે છે, તેનાપર અદેખાઇનો પાર હોતો નથી!

૧૧૭૯ એક ભાષણ કરનાર યા એક માણસ પોતાનાં શીખેલાંપર અમલ નહિ કરે અને લોકોને અમલ કરવા કહે, તે એક **મસાલચી** છે કે જે બીજાને રોશની દેખાડવા મસાલ ધરી આગળ ચાલે છે! અને પોતાને અંધારામાં રાખે છે!

૧૧૮૦ લોકો દાનાઇ અને પરહેજગારી ખરાં અંતઃકરણથી સમજતાં હોય, તો હું નહિ ધારતો કે તેઓ તેની પુઠ પકડવામાં જરાપણ આંચકી ખાય!

૧૧૮૧ પાદશાહીથી ધર્મનો પાયો મઝબુત હોય છે, અને ધર્મથી પાદશાહી વધારે મજબુત હોય છે! પણ જ્યાં આ બે ચીજ એકબીજાથી દુર હોય છે, ત્યાં ખાનાં ખરાબીનું શુર હોય છે!

૧૧૮૨ બદીની નુંકસાની બદી કરનારને ભારી, પણ પાદશાહની અને હાકેમની ગરૂરી આખા દેશને ભારી!

૧૧૮૩ દાનાવોના સોખન બહારથી કડવા ઝેર જેવા છે પણ અંદરથી, સરબત કરતાં વધુ લેહજતદાર છે. પણ નાદાંનોના સોખન બહારથી મીઠાસદાર છે, અને અંદરથી ઝેર કરતાં બદતર છે!

૧૧૮૪ પરહેજગારી ઇચ્છતા હોતો તે મુજબ ચાલો અને દાનાઇ માંગતા હોતો, તેના ફરમાનને હરપળે માન આપતા રહો!

૧૧૮૫ ભલાઈ કરવી અને ડહાપણ મેળવવું, તે માટે કાલપર ભરોસો રાખવો નહિ, પણ આજથી તે કરવા માંડવું! કારણકે આવતી કાલે તમારે બીજાં કામો હાથ ધરવાનાં છે.

૧૧૮૬ જે માણસ ગુનાહ કરી, ફરીથી તેજ રસ્તે જાય પણ પસ્તાવો કરે નહી, તેના જેવો બેશરમ આ જેહાંનમાં બીજો નહિ હશે!

૧૧૮૭ પાદશાહને દાનાવ વજીરની અગત છે! ઓરતને મરદની! ઘોડાને ચાબુકની! અને તલવારને પાણીની છે! જો આચાર પયકી ચીજ એક એક સાથે જોડાયલી નહિ હોય તો તે ભલી શકતી ધરાવતી નથી!

૧૧૮૮ માણસોની સરસાઈ અને ભલા ગુંણો દોલત મેળવવે મલી આવતા નથી! પણ તેતો છાતીમાં ગુપ્ત રહેલા છે; માટે બુરા ગુંણોને મારી હથાવો કે જેથી તેનો પ્રકાશ બહાર દીપી નીકળે!

૧૧૮૯ દુન્યામાં જે નાલાયક કામો રોજબરોજ નવાં ને નવાં સંભળાતાં રહેછે, તેમારા અનુભવ પ્રમાણે, **સલાહ કારકોની** મોટી ભૂલગણાયછે! કારણકે, દુન્યાને એવી વખતે કયાં નાંખતી કરી જવી, અને કયાં નહિ કરવી, કયાં તમાચો (સખ્ત પગલાં) લગાવવો અને કયાં નહિ લગાવવો, કયાં સો સોખનોથી વાત કરવી,

અને કયાં પાંચ સોખનોથી વાત કરવી. અને તેનો વેળા ખરાબછે કે તેનું મુળ પોતે ખરાબ છે! એ, તેઓ ખુદરતી રીતે સમજતાં નથી! અને તેના બદલામાં એવીતો **ચકચાર** ચલાવે છે કે, એક તર્ફથી બદી વધુને વધુ જોર પકડે છે! અને બીજી તર્ફથી, બીચારા સમજુલોકો ગાર્ફેલીયતમાં મુકાઇ જાયછે!

૧૧૯૦ લોકો બીજાઓને તરેહવારજાતનું અપમાન કરવામાં એક **લેહજત** અને **મીઠી જુબાંન** સમજે છે, પણ, તેના બદલામાં તેઓને **અસરકારક સોખનો** કહયા હોય, તો તેઓ લેશ ભાર સાંખી શકતાં નથી, માટે તેમને ઘટેચકે, તેઓને સાંભળવું રવા નથી તો કોઈનું દીલ દુખાવો બોલવું એ પણ રવા નથી.

૧૧૯૧ જે મરદ, મરદાને જીતી નહિ શકે, તેવા મરદને ઓરત જરૂર જીતી શકશે (જે મરદ પોતાનો આલા દરજ્જો ટેકવી રાખતો નથી તે મરદ પોતાની હસાઈ બીજાઓમાં સેહેલાઇથી કરાવે છે)

૧૧૯૨ જો તમારૂં તકદીર ખુલંડીએ મુકવા માંગતાહો! તમારા દુખ સુખનો ભાગીઓ ઇચ્છતાહો! અને તમારી જીંદગીની સલામતી ચાહવા માંગતા હો તો તમારા લાયક વખતે, અને, તમારા હાથપગપર મુસ્તકીંમ રહી, **પવીત્રના ગાંઠડી** જોડાવ!

૧૧૯૩ જે સ્ત્રી કુળવંતી હોય (પછી તે પૈસાદાર યા ગરીબ) જે ખચોળુ નહિ હોય, પણ અણઘટતા ખર્ચને હિંમતથી તોડે, જે શરીરને પંપાળે નહિ, પણ પોતાના કામને પંપાળે, અને ફરમાન બરદારીપર ચુસ્ત હોય એવી સ્ત્રી જેને ત્યાં ગેઇ તેને ત્યાં હેરત કરી નાંખે એવું એક **ગુલાબી ઝાડ** ઊત્પન્ન થયું, જે હમેંશ મૂકી કરમાતું નથી; અને જ્યારે કરમાયચ ત્યારે સદાનું ગુંમ થાયછે.

૧૧૯૪ નાદાંન થતાં વાર લાગતો નથી પણ દાનાવ થતાં વરસોનો ભોગ આપવો પડે છે; અને સેંકડો જાતની ઠોકરો ખમી, ઝબાંનના દરવાજા બંધ કરવા પડે છે!

૧૧૯૫ જો એક માણસ, તલવાર અને લાકડી સહીત તમારી સાંમે થાયતો, એકદંમ ગરદંન આપવા તૈયાર થજો, યા, બંને હાથ જોડી ઉભા રહેજો! જેવા જોરથી, તમો નમનતાઇ બતલાવશો, તેવા જોરથી આ બે ચીજો તમોને નમન કરશે!

૧૧૯૬ તમો ગમે એવું શીખેલા હો, પણ જે કામ તમારાથી થઇ શકે, તે જો તમો બીજાંને કરવા આપો તો, તમો કદીબી દુનિયામાં આગળ વધશો નહિ! અને ભલું કામ નજર આગળ હશે પણ તેનાથી તમો હમેંશા ગાફેલ રહેશો!

૧૧૯૭ દાનાવ શખ્સને તલવારનો ઘા રૂજ આવશે, પણ કોઇની ઝબાનનો ઘા રૂજ આવશે નહિં!

૧૧૯૮ ગરજવંત માણસને લોકોમાં નીચું જોવું પડે છે, પણ બીનગરજવંત કોઇની લેશભાર પરવા પણ કરતો નથી.

૧૧૯૯ દુન્યા તો તે માલેકે પેદા કીધી છે ત્યારે તમો દુન્યામાં રહી ભલું કામ કરો, તો તે કરનાર **તમો પોતે** નહિ કહેવાવ!

૧૨૦૦ જાંન મુકનાર અને લેનાર તે સાહેબ છે, માટે નેંકી કરતાં જાંન પણ છોડી જવો પડે તો, તેમાં કાંઇ તમોને લેશભાર ધાસ્તી નથી.

૧૨૦૧ જ્યાંસુધી બુરાઇના ગુંણો જાંણો નહિ ત્યાંસુધી ભલાઇ શું ચીજ છે તે પીછાણો નહિ!

૧૨૦૨ દિવસના ચોવીસ કલાક તમો અક્કલ અને એકીનથી ખોદાઇ પીછાંણુ કરો છતાં, તે થોડી ને થોડીજ છે!

૧૨૦૩ જે માણસ આ દુન્યામાં મતલબ રાખતો નથી, તે પેલી દુન્યાને માટે **સવાબનો પાયો** નાંખે છે.

૧૨૦૪ તમો ગુસ્સાથી જ્યારે ગરમ થાવ ત્યારે એકદંમ ખોદાનો ખોફ તમારી સન્મુખ ધરો!

૧૨૦૫ હુન્નર યા એલમ વગરનો પાદશાહ, વડીલ, યા કોઇપણ શખ્સ દેવાલપરના પુતલાં મિસાલ છે; ખુશી વગરની દોલત દોજખ સમાન છે; ભલું કહેવું પણ, પોતે તે પ્રમાણે કરવું નહિ તે પવનની લેહકી છે.

૧૨૦૬ જે માણસો બુરાઇપર ધ્યાન આપી લોકોને સીધે રસ્તે દોરવે અને કડવા સોખન બોલે પણ ખોટું બોલે નહિ, તેઓ આ દુન્યામાં **દાનાવ વજીર** ગણાય છે!

૧૨૦૭ જ્યારે સઘળી ઇન્દ્રિયોનો નાશ થયો, અને હરેક સ્વાદીષ્ટ ચીજો બરબાદ થઇ ત્યારે **'કયામતનો દહાડો'** (ઇન્સાફનો દિવસ) આવી પુગો એમ જાણજો!!!

૧૨૦૮ દુન્યામાં ખુશી અને દલગીરી બંને મુકવામાં આવી છે, માટે ખુશીની વેળા દલગીરીને યાદ કરો અને દલગીરીના વખતે ખુશીનો વિચાર કરો કે જેથી તમોને કદીબી નાઉમેદ થવું નહિ પડે!

૧૨૦૯ સબુરી છે તે તમારૂં ઇમાન છે. અને એમાંજ ખોદાઇ પ્રકાશ છે!

૧૨૧૦ એલમ તથા હીકમત હાંસીલ કરવા માંગતા હોવ તો તમોને ઘટેચ કે પ્રથમ નાદાનીનો અસબાબ દુર કરો!

૧૨૧૧ નીચ પેશાથી (બૂરાં કામથી) તમારા પૈસાની થેલી ભરાશે પણ, તમારૂં દીલ ઇમાનથી હંમેશા ખાલી રહેશે !

૧૨૧૨ ખોદાઇ એલમ શીખવા અને જાણવા પાછળ ખર્ચ કરજો કારણ કે એ શીખવા તથા જાણવાનો નફો **રૂપા** તથા **સુનાથી** જ્યાદા છે.

૧૨૧૩ રૂપું તથા સુનું ફના થશે પણ રંજ ખેંચીને એલમ હાંસીલ કીધેલો કદી ફના થશે નહિ. (એલમ એ કાંઇ ભાષા નથી પણ ફક્ત ખોદા સંબંધી જ્ઞાન.)

૧૨૧૪ કોઇની એબની વાત બોલશો નહિ પણ તે વાતથી તમો નસીઅત લેજો !

૧૨૧૫ નેકીનાં બીઆં વાવવા માંગતા હોવ તો તુરત ચોખ્ખું પાણી તેનાપર નાખી દેજો નહિ તો બુરાઇનું પાણી તેનાપર ફરી વળશે !

૧૨૧૬ આલમા લોકો (દાનાવો) તવંગરીની બુજોરગીને જાણે છે પણ તવંગર લોકો એલમની કદર તથા બુજરગી જાણતા નથી એ ઘણું દલગીરી ભરેલું છે !

૧૨૧૭ પરવરદેગારે એવું દરદ પેદા કીધું નથી કે જેનો ઉપાય આ જેહાંનમાં નહિ હોય !

૧૨૧૮ એવું સુખ પેદા કીધું નથી, જે આ દુન્યામાં જાવેદાંન તલક નીભી શકે !

૧૨૧૯ એવા ગુનાહ નથી કે જેને ખોદા, ઇન્સાફથી માફ નહિ કરી શકે !

૧૨૨૦ તકદીર કોઇનું એવું નથી રહ્યું કે જે જીંદગી સુધી બદલાયું નહિ હોય !

૧૨૨૧ એવો શખ્સ આ જેહાંનમાં પેદા થયો નથી, જેને તે કીરતારે અક્કલથી નહિ નવાજ્યો હોય !

૧૨૨૨ એવો જીવ સરજ્યો નથી કે જેને ખોદાએ ભુખો ને તરસ્યો હમેશાં રાખ્યો હોય !

૧૨૨૩ એવો કોઇ શખ્સ નહિ હશે કે જેણે પરહેજગારી જાળવ્યા છતાં, ખોદાથી દુર થઈ શકયો હોય !

૧૨૨૪ આખેરીયતની તરફ હમેંશા નજર કરતા રેહેવું તે જીવની તથા બદનની સલામતીને અર્થે છે !

૧૨૨૫ કમીનાં તથા નીચબંદા પાસે ખજાંનો હોય, તે ગોએઆ (જાંણેકે) ખરાબ જગાપર **સબજો** ઉગેલો હોય તે મીસાલ છે!

૧૨૨૬ દુન્યાનો નફો હોય, ત્યાંથી દુર રહેજો, પણ જીંદગી પછી, જે નફો મળવાની આશા હોય, તેને પહેલાં હાથ ધરજો !

૧૨૨૭ તમારા **જીવની ખાએસને** તોડજો; અને પાંચ હવસો **આંખ, કાંન, નાક, મોંહ, અને શરીરનો લેહજતથી** સદાકાળ દુર રહેજો !

૧૨૨૮ જે શખ્સ પીછાંણે કે જમાનો બેવફા છે તે આ દુન્યામાં રહી, અશો થવાની કોશેશ કરે છે !

૧૨૨૯ દેશમાં ગમે એવો દુકાળ તથા આફત પડે પણ જો પાદશાહનો ઈન્સાફ અદલ અને કદરવંતો હોય તો ધાસ્તી નથી.

૧૨૩૦ ઓભાઇ! બેત્રણ રજકરોજી એકી વખતે સાથે મળતી હોય, તો, જે, પહેલાં નકકી થાય, તેજ તુરત હાથ કરજે! ભલે ને

તે ઓછા પગારની હોય!! પણ જો વધુ પૈસાની આશાપર, યાતો કોઇના ભરોસાપર રહયો, તો એકે પણ મળનાર નથી! કારણકે અય રફીક (દોસ્ત) આ જમાનાનો ફાંટો ઓર રૂપ ધરાવે છે!

૧૨૩૧ જેભગ્યો તે અભાગ્યો! કારણ બંને ચીજની કીંમત એક સરખી છે! માટે અય શખ્સ! પરવરદેગારે તને હાથ પગ આપ્યા હોય, તો હરેક કામોપર તું પોતે મુસ્તકીમ રહે! જેમાં તારી સુખશાંતી છે! (પડતીના વખતે બાપ પોતાના બેટાનો થતો નથી અને ચડતીના વખતે બેટો પોતાના બાપને ગણુકાવતો નથી તો વળી ભાગ્યો તને શું સુખ ચખાડનાર છે?

૧૨૩૨ સેંકડો રૂપીઆનો માલ ઉધાર આપે, તેના કરતાં તેને વેચવોજ નહિ એજ ઉત્તમ છે! કારણ કે, આ જમાનો જાહેર કરે છે કે '**ઉધાર અને તેનાં ફળથી તારાં ભવિષ્યને સુધાર**'

૧૨૩૩ બખીલ આગલ, સખાવતનો દરવાજો ઉંઘાડવો તે, પોતાની આબરૂ ગુમાવવા બરોબર છે.

૧૨૩૪ આઠ કલાક ઉદ્યોગ કરો, આઠ કલાક નીંદસેવ અને બાકીના આઠ કલાકને, ખોદાઇ બંદગી, મોંજ મજા, બહારનુ જ્ઞાન, અને પરોપકારીમાં ગુજારો કે જેથી તમારૂં મગજ ખાસેસ રહે, અને તમારી જીંદગી સુખશાંતીમાં રહે!

૧૨૩૫ સુરજ, ચંદ્ર કરતાં મોટો છે, તેમજ એ આલો દરજજો ધરાવે છે, છતાં સુરજને જેવું જોઇએ તેવું માન મળી શકતું નથી, પણ ચંદ્રને, મહિને દહાડે ફરીથી ઉગતો જોવાને દુન્યાના લોકો આતુર હોય છે, અને તેને નમન કર્યા વગર રહેતાં નથી.

૧૨૩૬ તેવીજ રીતે, તમો પણ, સગાંસ્નેહીઓની, અને દોસ્તોની વારંવાર મુલાકાત ના કરો, પણ, થોડો વખત ગુંમ થઇ જઇ, પાછો દેખાવ કરો કે જેથી, તમોને ઇજ્જત આબરૂ મળતી રહે, અને તમારો મલાજો સચવાતો રહે!

૧૨૩૭ એક મ્યાનમાં બે તલવાર રહેતી નથી, તેમ, દુન્યાપર દિલ બાંધી, આફ્ટ વખતે, ખોદાને યાદ કરવો, એ બની શકે નહિ!

૧૨૩૮ જેવો દેશ, તેવોવેશ, પણ હાલત જોઇને કરીએ, તો સર્વ શ્રેટ!

૧૨૩૯ ખોદા જાહેર કરે છે, કે અયબંદા! આ દુન્યા તારે માટે પેદા કીધી છે! આ દુન્યાની લાલચો અને ન્યામત તારે માટે છે, પણ કયામતને દહાડે એનો હિસાબ તારી પાસેથી લેવાનો છે, માટે વિચારીને વાત કરજે!

૧૨૪૦ જો તમો **નાટકને જીવનો શોખ** સમજો, તો બહેતર છે કે એને **પૈસાનો શોક** સમજો! જો તમો **નાટકનો જીવનો કાબુ** જાંણો તો એ છે ફકટ **ખુદાઈ ચાબુક**!

૧૨૪૧ ગાયન અને વાજીંત્ર આખા દહાડાનું કાંઇ કામ કહેવાય નહિ! પણ કામ કરી રહ્યા બાદ **જીવનો રાહત** અને **દોસ્ત** કહેવાય!

૧૨૪૨ ખોદાએ મરદાને જે પેદા કીધા છે, તે એટલાજ ખાતરકે તેઓ દુન્યાની તમામ જીતપર કાબુ મેળવશે પણ ફકટ એક ચીજપર તેઓ કાબુ મેળવી શકશે નહિ, અગર મેળવે તો

તે ખરો મરદ કહેવાય! તો, **તે ચીજ દુન્યાની તમામ લાલચો દૂર કરી, ખોદાઈ એલ્મ હાંસીલ કરવો!!**

૧૨૪૩ ખોદાએ ઓરતોને જે પેદા કીધી છે, તે એટલાજ માટે કે, તેઓને દુન્યાપર જીત મેળવવાની યા, તેના કારોબારમાં આવવાની અગત્ય નથી! પણ ફક્ટ એકજ ચીજની તેમને માટે ફરજ મુકવામાં આવી છે, અગર તે અદા થાય તો તે ખરી ઓરત ગણાય! તો, **તે ચીજ, પવીત્રાઈપર મુસ્તકીમ રહી, પોતાના ધણી સાથે સાચ્ચી વફાદારી બતલાવવી!!**

૧૨૪૪ દરિયાના ખલાસીને મોતીની ખાએસ હોય છે, અને દાનાવ આદમીને, રાતદિન અક્કલ મેળવવાની ખાએસ હોય છે!

૧૨૪૫ બે દુસ્શન તો નામે થંડા છે! પણ તેઓની આસ-પાસનું મતલબી લશકર થંડીને વધુ ગરમી આપે છે!

૧૨૪૬ હાથીના કાંન પંખા જેવા હોય છે, પણ તે કાંઇ હવા ખાવાને ખાતર સરજયા નથી, પણ મચ્છર તેને જમીન દોસ્ત નહિં કરે એટલા માટે છે!

૧૨૪૭ તેવીજ રીતે દુન્યામાં પહેલવાનો સરજ્યા છે તે કાંઇ નબળાપર હાકમાઇ કરવા માટે નથી પણ દેશનો જુલમાત દૂર કરવા અર્થે છે!

૧૨૪૮ ઘોડાને લગામ નહિ હોય તો, તોફાંન કરી આખી ગાડીને ભાંગી નાંખે છે અને તેમાં બેસનારને પણ ઇજા થાય છે!

૧૨૪૯ તેંમજ, જો ઘરમાં **વડીલપણું** નહિં હોય તો, તેનું કુટુંબ પહેલાં હવા સાથ ઊડે છે, અને ઉડતાં, ઊડતાં આખરે

આખા ઘરની પણ પાયમાલીકરી અને, તેની પાસેના રહેનારાઓને નુંકશાની પહોચાડે છે!

૧૨૫૦ ઇનશાંન બીલકુલ હક્કદાર નથી, જે વગર વિચારે અને બે ફાયદે સોખન બોલે!

૧૨૫૧ તમો બારે હક્કતાળાની પીછાંણુ કરવા માંગતા હોતો તમારી કીંમતી ઉમરને દુન્યાની બાબદોમાં ના ખર્ચો!

૧૨૫૨ જે ચીજ તમોને કરવી લાયક નથી, તેનો વીચાર પણ કરવો લાયક નથી!

૧૨૫૩ બેફિકર તથા બીન વિચારથી આ દુન્યામાં જીવશો નથી; કારણકે બીંનવિચારનું આદમી, મુરદાંની મોસાલ છે!

૧૨૫૪ તમો નીંદ લેવા જાવ, તે આગમજ વિચાર કરજો કે **લાયક** તથા **નાલાયક** કામ શું કીધું? અગર, તમોએ લાયક કામ કીધું હોયતો તે પરવરના શુક્ર ગુજારજો! અને નાલાયક કામ કરવામાં આવ્યું હોય, તો પશેમાન થજો! અને તમારા જીવને તમો પોતે ધમકી આપી ચાલજો!

૧૨૫૫ જે માણુસ નીંચ મતલબથી, બીજાને વાસ્તે પૈસો એકઠો કરે, તે માણુસ બૂરામાં બૂરો છે!

૧૨૫૬ જે શખ્સનો જીવ તેના બદનઉપર ગાલેબ તથા શરજોર નહિ હોય, તે શખ્સનું બદન, કબરની મીસાલે અને તેનો જીવ મુરદાંની મીસાલે છે!

૧૨૫૭ જાંનવરો ઉપર ઘણી આફતો પડે છે, તે તો વગર વાચાથી, અને નહિ બોલવાનાં સબબથી પડે છે, પણ આદમીઓને,

તે સાહેબે વાચા, તથા ઝબાંન બક્ષી, છતાં, તેઓ આફત અને બળામાં ગેરફતાર થાય છે, એ અફસોસકારક છે!

૧૨૫૮ હેકમત તથા દાનાઇ છે, તે પેલી જેહાંનમાં ચઢવાની શીહીડી છે!

૧૨૫૯ જે માણસ દોલત જોઇને મસ્ત થાય, તે અક્કલના ભંડાર એકઠો કરે નહિ!

૧૨૬૦ ઓ ભાઇ! બૂરો આદમી તને સતાવવાનું કારણ શોધે, તો તું એક સોખન બોલના, પણ તે માલેક પાસે, તેની ભલી દુવા ચાહ! કારણ કે ભલો પોતાની ભલાઇ નહિં છોડનાર! અને બૂરો પોતાની બૂરાઇ નહિ તોડનાર! છતાં, જો બૂરાને સમજાવશો તો તે રાહપર આવશે! પણ, જો ભલાને ખોટી રીતે ઊંધાડો પાડશો તો, તે વધુ ભલાઇ કરવો!

૧૨૬૧ એક હાથપર લોકોને હરેક કામમાં રાજી રાખવાની કોશેશ કરો અને બીજા હાથપર તેઓને યઝદાનનો રસ્તો બતલાવો, કે જેથી તમારા ગુંણોની તારીફ થાય, અને સારે રસ્તે ચાલવાનું તેમને ભાંન થાયે!

૧૨૬૨ જંગલના માણસોને કોઇ કેળવણી આપતું નથી તેંમજ તેઓ પાસે સાધન નથી, તેથી તેઓ જંગલી કહેવાય છે, પણ જેઓ બીંન હરકતે કેળવણી મેળવે છે, અને તેઓ જો તાજમતવાજો છોડી દઇ, હરેક વખત હસાઈ, અને મશ્કેરી અને બદીનો વેશ ધારણ કરે, તો તેઓ **હજારઘણાં** બલકે **દશહજારઘણાં** જંગલી છે!

૧૨૬૩ તમોને તો આખો વખત નિયમીત ખોરાક મળે છે, પણ લાચાર બેચારોને આખો દહાડો સૂકી રોટલીનો ટુકડો મેળવતાં મુશ્કેલી થઇ પડે છે, માટે તમારો તંગદસ્ત મ્યાનમાંથી બહાર કાઢો, અને તેની અરજપર નેંગાહ રાખો!

૧૨૬૪ જેઓ દીલના સાહેબ છે તેઓ ગુલાંમ નથી! પણ જેઓ દિલના ગુલાંમ છે, તેનું શરીર મુએલું છે, કે જેની કીંમત પણ મુરદાંની મીસાલ છે!

૧૨૬૫ આ દુન્યાનો શોખ, પગ અને હાથને બેડી નાખે છે, અને આ દુન્યાની માયા અને મહોબતપર અક્કલ ખરચવી, એ પોતા માટે બંદીખાનું બનાવે છે!

૧૨૬૬ ભુંડી ખસલતો હમેંશા હરેકને નીંચાણમાં રાખે છે (એટલેકે દોજખનો રસ્તો બતલાવે છે) અને નેંક ખસલતો હંમેશા ઉપર લેઇ જાય છે (એટલે બહેસ્તનું મકાન બનાવે છે)

૧૨૬૭ દાનાવોને ઘટે છે કે ખલકતથી દૂર નહિ થાય કારણ જે, દુશમની ઉભી થશે! અને વળી ઘટે છે કે ઘણી સોબત પણ નહિ રાખે, કારણ જે, ખોદાતાલાની બંદગીથી તેઓ બે નસીબ રહેશે!

૧૨૬૮ જે ચીજને કર્યાથી શરમ લાગે, તે ચીજને બોલવાથી પણ શરમાવુ જોઇએ!

૧૨૬૯ એક ઝબાંન અને બે કાંન બક્ષ્યા છે, તે એટલા માટે કે થોડુ બોલો અને ઘણું સાંભળો! અને ચશ્મ બક્ષી છે તે એટલા માટે, કે બદ નજર છોડી દેઇ દયાનત સાફ રાખો!

૧૨૭૦ સોખન નહિ બોલવાનો નફો છે, તે સોખન બોલ્યા ના કરતાં જ્યાદા છે!

૧૨૭૧ સોખન છે તે ઇનશાંનનો **ગુલામ** છે, કે જ્યાંસુધી તે મહોંડાંમાં રહે, પણ મોઢાંથી બહાર ગયો કે, તે, તેનો **શેઠ** છે!

**સોખન જેમ પંખી-ને મહોડું જેમ જાળ**
**એ જાળમેથી ગયલો-બોલ લાવેચ જંજાળ**

૧૨૭૨ સોખન બહાર આયો, કે તેની એબ યા હુનર બહાર પડી, અને જ્યાંસુધી તે અંદર છે ત્યાંસુધી સર્વે હાલ છૂપો છે!

૧૨૭૩ દાનાઇનો સરદાર છે, તે સારી ખસલત છે!

૧૨૭૪ દુન્યાની માયા અને મહોબત છે, તે ઇનશાંનને સારા સબકો (ધડા) ની વાત સાંભળવાથી **બહેરો**, અને દિલને **આંધળો** કરે છે!

૧૨૭૫ ઓરત પોતે **ખુદરતી આતશ** છે અને જ્યારે તેનાં બદનપર ખુશબોઇ તથા કીંમતી ડ્રેસ કરવામાં આવે છે, જેથી, આતશ વધુ સલગે છે!

૧૨૭૬ જ્યાં ખેલ ખુશી તથા શરાબની જાંમ હોય, ત્યાં **પરહેજગારી** નાસી જાય છે!

૧૨૭૭ જ્યાંસૂધી, તમારી અક્કલને તમારાપર અમીર કરો નહિ અને તેનાં હુકમ પ્રમાણે ચાલો નહિ, ત્યાંસૂધી બદફેલી દૂર થઇ શકશે નહિ! તેમજ દુન્યાની આગળ કદીપણ વધી શકશો નહિ!

૧૨૭૮ અગરજો તમો નેકી તથા ખુબી હાંસીલ કરવામાં મહેનત, તથા જેહમત ખેંચશો તો તે બર તરફ થશે, અને **નેકી** સદાકાળ રહી જશે!

૧૨૭૯ તેવીજ રીતે, અગરજો તમો ગુનાહનું કામ કરતાં લેહજત મેળવશો પણ, લેહજત દૂર થઇ જશે અને **ગુનાહ** સદાકાળ રહી **જશે** !

૧૨૮૦ તમારી સફરનો (જીંદગીનો) અસબાબ તૈયાર રાખજો કારણકે માલુમ નથી કે કુચ કરવાનો વખત કયારે આવશે !

૧૨૮૧ તમારા હાથ પગ હીલે છે, ત્યાંસૂધી, ખોદાતાલાનો હક્ક અને ખલકતનો હક્ક અદા કરી લેજો !

૧૨૮૨ દુન્યામાં અદલ છે, તે **કીરતારનું તરાજુ** છે, જેમાં સારાં નરસાંનો હિસાબ તોલાયછે !

૧૨૮૩ તડબુચ દેખાવમાં ઘણું કદાવર હોય છે. પણ જ્યારે તેને કાપવામાં આવે છે, ત્યારે તેમાંથી થોડો ઘણો માવો મળે છે, અને બાકીની જાડી છાલ, બીઆં, અને પાણીનો સમાવસ થયલો હોય છે!

૧૨૮૪ તેવીજ રીતે થોડાક કદાવર દિલના માણસો, દેખાવે પહાડ જેવા લાગે છે, પણ જ્યારે તેઓ સાથે કામ પડે છે, ત્યારે થોડી ઘણી હિંમત બતલાવી, હાડપીંજરનો દેખાવ રજુ કરે છે!

૧૨૮૫ લાયક અને નમાનો આદમી જ્યારે એકલો હોય છે, ત્યારે તેનો ભાવ પૂછાતો નથી પણ જ્યારે લોકોમાં કામ પડે છે, ત્યારે તેના ગુણોની તારીફ થાય છે!

૧૨૮૬ દોરડી બળે છે પણ દોરડીનો ગાંઠ (વળ) બળતો નથી તેમજ નાલાયક આદમીને સલાહ આપશો તો તેટલોજવાર અસર કરશે પણ તેની ટેવ કાંઈ તુરત જવાની નથી!

૧૨૮૭ વાંસ છે તો પોકળ પણ જ્યારે બળે છે, ત્યારે બંદુકની માફક અવાજ કરે છે, તેમ, બૂરા આદમીઓ છે પોકળ પણ જ્યારે સવાલ કરવામાં આવે છે, ત્યારે **ગ્રહસ્થપણાંનો** અવાજ બહાર કાઢે છે!

૧૨૮૮ જેઓ કામ કર્યા વગર આઇતા પૈસાપર કૂદે છે, અને તુંડાઇ રાખે છે, તેઓ પોતીકાં હાડકાં ચૂસે છે, અને બિમારી પેદા કરે છે! પણ જેઓ પ્રમાણીકપણે ઉદ્યોગ કરી, જીંદગી ગુજારે છે, તેઓ પારકાંઓના હાડકાં ચુસે છે! અને તેપરજ સંતોષ પકડે છે!

૧૨૮૯ બૂરા આદમીઓ રાસ્તમાણસોપર ફાવી શકતા નથી પણ માત્ર તેઓના પૈસાપર લૂંટ ચલાવે છે! કારણ, અગર, તેઓ, પૈસાની ચીજમાં બોલે, તો તેઓ નીંચ ગણાય છે, અને અગર નહિ બોલે, તો તેમાં તેમની શોભા રહે છે! અને તેનો ધડો લઇ બીજાઓને તે રસ્તે જતાં, મજબુત અટકાવ કરે છે!

૧૨૯૦ તમોને તો તમારા **જીવનીશીકર** છે, પણ બારે હક્કતાળાને **આખી દુન્યાની શીકર** છે!

૧૨૯૧ ઘોડો આગળે પગે લાટ મારતો નથી પણ પાછળથી મારે છે, તેમ, નાલાયક આદમી મોંઢાપર મીંઠો છે, પણ પીઠ ફેરવી કે એબ, તથા હુસાઇ કરવા તત્પર છે!

૧૨૯૨ પક્ષીઓને પ્રેરણા (ખુદરતી) બુધ્ધી બક્ષી છે, જેથી તેઓના માળામાં આજ દિન સુધી કશો ફેરફાર માલુંમ પડતો નથી!

૧૨૯૩ પણ ઇનશાંનોને પ્રેરણા બુધ્ધી નથી, પણ દુન્યાની ઠોકરો ખાઇ ખાઇને અક્કલ મેળવવાની ફરજ પાડી છે, જેથી,

તેઓમાં તરેહવાર જાતનો ફરક માલુમ પડે છે, જે ફકટ અક્કપર સમાયલો છે! અને એટલાજમાટે નવેદિને તરેહવાર જાતની નવી ઈમારતો, અને અજબ હુંનર કળા વ્યાપી રહે છે! માટે, તમોને **ઘટેચ કે તમો પણ પોતાને એજ રીત સુધારો! અને બીજા સૂધારા કરવાના મુકી દેવ!**

૧૨૯૪ ખોદાઇ એલમ તથા હેકમત, **આરસીની** મીસાલ છે, જેમાં, એબ, હોનર તુરત માલુમપડીશકેછે!

૧૨૯૫ જે માણસ દુન્યાની મહોબતપર દિલ બાંધે, તે, મરતી વેળા **મુફલેશ** હાલતે જશે, અને જે સબુરી રાખતો હશે, તે મરતીવેળા **તવંગર** હાલતે જશે!

૧૨૯૬ જવાબ આપતીવેળા તુંડાઇ તથા ગરમી કરવી, તે, ફસી જવાનો સોદો છે!

૧૨૯૭ બદનની તવંગરી, **માલ** તથા **પૈસાથી** છે, અને જીવની તવંગરી **દાનાઈ** તથા **અકકલથી** છે!

૧૨૯૮ જે માણસ લોકોને જણાવવા સારૂં નેક કામ કરે તે પોતે, બદકાર છે!

૧૨૯૯ ફકીરી તથા મુફલેસી, જાહેલી તથા નાદાની કરતાં બુરી નથી!

૧૩૦૦ હક્કની રાહ **એખત્યાર** કરો કે જેથી આ દુન્યા તમારો શીકાર થાય! (તમારી તાબેદારીમાં રહે)

૧૩૦૧ એલમ શીખવો અને નહિ સાંભળેલા સોખન સાંભળવો આ બેમાં, બેહદ લેજજત છે.

૧૩૦૨ કોઈ પણ ઝેરી પ્રાણીનો જીવલેવ તો, તેને મરણતોલ હાલતે મુકી પાછા ફરશો નહિ, કારણકે, તેજ જાંનવર, તમોને મટતે વખતે ડંખ મારવાને ચૂકશે નહિ!

૧૩૦૩ દુન્યા મક્કારી છે, એ ફરેબ છે, એટલું જાંણવા છતાં, અને હરરોજ જ્ઞાન મેળવવા છતાં, તેનો પીછો છોડતાં નથી એ બેહદ તાજુબી ભર્યું છે!

૧૩૦૪ જે તમો ખુદરતી રીતે દુઃખ ખમોછો, તે દુઃખ નથી પણ સદાનું સુખ છે, અને જેને તમો વારંવાર સુખ કહોછો તે, પોતે સુખ નથી પણ હંમેશનું દુઃખ છે!

૧૩૦૫ ડગલે ને પગલે **માફ શબ્દ** સૌને પ્યારો છે, પણ જ્યારે માફ કરવાનો ખરો વખત આવે છે, ત્યારે તેનાપર ચોખ્ખો કાપ મૂકાય છે, તો, એ શબ્દ ન્યારો નહિ ગણાય!

૧૩૦૬ બીમારી છે તે બદનનું બંદીખાનું છે! અને ગંમ તથા ગુસ્સો છે, તે જીવનું બંદીખાનું છે!

૧૩૦૭ દોસ્તોને તંગી તથા શખતીની વખતે પીછાંણી શકો! તવગંર વખતે તો સો કોઈ પીછાંણ કરી શકે!

૧૩૦૮ જે સવાબ, લોકો પચીસ વર્ષે હાંસેલ કરે, તો, તે, સવાબ તમો પાંચ વરસમાં હાંસેલ કરશો! માટે, એ બાબે ખંતની તથા એકીનની ઘણી જરૂર છે!

૧૩૦૯ જે ફાયદો જુલમ કર્યાથી મળે, તે ફાયદો નથી, પણ બેવડો જુલમ છે!

૧૩૧૦ તમારો જીવ, બીજાના જીવમાંથી પેદા થયલો છે, માટે એ સદાની જીંદગી નથી પણ મોતની જીંદગી છે!

૧૩૧૧ ગેર કાયદે, અને ગેર વખતે હસવું, એ પોતાને રડવા બરોબર છે!

૧૩૧૨ તમારા શરીરપરના ડાગ કાઢવાને બીલકુલ પછાત પડતાં નથી પણ ગુનાહના ડાગ નહિ કાઢતાં તેને વધવા દેવછો, અને તેનાં ફળ ચાખોછો, એ અફસોસકારક છે!

૧૩૧૩ જ્યાં બુરાસ તથા ધાસ્તી માલુમ પડી, ત્યાં તમોને અરધી સલાંમતી મળી ચૂકી એમ જાંણો!

૧૩૧૪ જે ચીજ તમો જાંણોછો, તે ચીજ બીજાઓ જાણતા નથી, અને જે ચીજ બીજાઓને માલુંમ છે, તે ચીજની તમોને ખબર નથી, માટે હમેંશા **સમતોલપણું** રાખજો, પણ કોઇને અપમાન કરશો નહિ!

૧૩૧૫ ઘા રૂજ લાવવા, દા. દવાઇ કરેછે, પણ ચાંમડીની દવા કરતો નથી, તેવીજ રીતે, છુપાયલો હુનર બહાર પાડવા, તમો તરેહવાર જાતની અક્કલ ચલાવોછો, પણ તે હુંનર અને કળાનો બનાવનાર, અને બતાવનાર તમો પોતે નહિ કહેવાય! પણ તે તો **હક્કતાળા** છે!

૧૩૧૬ બૂઢાપામાં જે ચીજની તમોને જરૂર જણાય, તે **જવાનીના બઝાર**માંથી ખરીદી લેજો!

૧૩૧૭ દવા ખાવી રવા નથી પણ બીમારી વખતે ખાવાની ફરજ પડે છે, તેમ ગુસ્સો કરવો રવા નથી, પણ બુરાસ વખતે ચોકસ સમયે અંદાજસર ગુસ્સો કરવાની ફરજ પડેછે!

૧૩૧૮ પોતાના જીવને પીછાંણવો, અને ભેદ ભરમોના પદા ખુલ્લા કરવા, આ બેચીજ, તમામ દુન્યાની ચીજો કરતાં મુશ્કેલ છે!

૧૩૧૯ આદમીઓ બુરૂં કામ કરવાથી, એક બીજાથી શરમાય છે! પણ બેહદ શરમ તથા અફસોસ છે, કે તેઓ હક્કતાળાથી શરમાતા નથી!

૧૩૨૦ જે શખ્સો એલમ હાંસેલ કરે, અને લોકોમાં ફેલાવે, તે **હમેંશા જીવતા છે!**

૧૩૨૧ દુન્યામાં નાદાંનો કરતાં, દાનાવો ઘણાંજ જુજ છે, જેથી એઓ **પરદેશી** તરીકે ગણાય છે, અને એટલાજ માટે, રંજ ખેંચીને એકઠાં કીધેલાં **મોતી, મંદી બજારમાં** આવી પાણીના મીસાલે વેચી નાખે છે!

૧૩૨૨ બીજાંઓને બહેતર જાંણો, અને તમો પોતાને કમીંનો જાણો!

૧૩૨૩ ગુનાહની દવા **તોબાહ** છે!

૧૩૨૪ નેંકી કરતાં મોંટી નેંકી ત્રણ ચીજમાં સમાયલી છે:—

૧) બે ગરજ થાઇને લોકો સાથે, નમવાની ટેવ રાખવી!

૨) વગર હેશાંને સખાવત કરવી, ઇઆને સખાવત કરી, લોકોપર ઊપકાર મૂકવો નહિ!

૩) વગર બદલાએ, કોઇની ખેદમત કરવી, (કામ બજાવવું) ઇઆને કોઇની ખેદમત કરી, ખેદમતનો બદલો નહિ ચાહવો!

૧૩૨૫ લોકો જાણે છે કે દુન્યા રાસ્ત નથી, પણ, જેઓ તેની આગળ જાય છે, તેઓને ખોટીરીતે હેરાંન કરવા એના જેવો **મોટો ગુનાહ** બીજો નહિ હશે!

૧૩૨૬ તમારાથી જે કામની ફરજ અદા નહિ થાય, તેમાં ગુપ્ત રહો, કે જેથી ખોદા રાજી છે, પણ જો તમારૂં **અશાપણું** દખાડાવશો, તો, તરેહવાર જાતના સવાલ જવાબો ઊભા થશે, અને પસ્તાવા સીવાય, બીજું કાંઇ પણ મળશે નહિ!

૧૩૨૭ તમારો ઓહદો હોય, તેવો માન મરતબો રાખો, અને જેવો માન મરતબો ધરાવતા હોય, તેવો બદનનો શણગાર કરો! પણ ખોટી રીતે ઢોંગ કરી શણગાર કરવો, એનીતો બીવકુફ આદમી પણ કીંમત ગણતો નથી, પણ હસાઇ કરેછે!

૧૩૨૮ દરિયામાં, ભલાં ભલાં મગરમછ પળાય છે, મછીઓ પોતાનું પેટ ભરે છે, પણ તેનો પાલનારતો આ જેહાંનમાં હોતો નથી, તેમજ, જો, તમો, સાચો રસ્તો કાપવા માંગો અને ઘણી જેહમત ખેંચો, તો શું ખોદા તમોને રોટલીનો ટુકડો પણ નહિ પુછશે?

૧૩૨૯ એક ચીજ એવી છે, જે દરેક જગ્યાએ મુફત મળે છે, પણ સાથે લેઇએ તો ખર્ચ બેસે છે, તે ચીજ વારંવાર જાંન બંચાવેછે, અને શરીરને તાજગી બક્ષે છે, તો તે છે ફકટ **પાણી**! માટે એની આગળ સર્વે પીનું યા સ્વાદીષ્ટ ચીજ પણ રદ છે!

૧૩૩૦ એક ચીજ એવી છે, જે પોતે લાભ સમજતી નથી, પણ તેને અનેકવાર ગેર લાભ મળવા છતાં, બીજાઓને હજારોનો ઓકી વખતે લાભ કરી આપે છે, તો, તે છે, તેના **મીઠા સોખન** (સાચો માર્ગ).

૧૩૩૧ એક મીનારો બાંધતી વખતે, અનેક મુશ્કેલીઓ સહન કરવી પડે છે, પણ, આખરે, જો તેમાં, સહેજ કસુર રહી, તો તે, આખો મીનારો એકાએક ભોંયપર આવી પડે છે!

૧૩૩૨ તેંમજ સચ્ચાઇ એખત્યાર કરતાં, માર્ગમાં હજારો મુશ્કેલીઓ નડે છે, પણ જો, તેમાં **ગફરીનો આંઉસ** યા **કોઈ ખડી** બાકી રહી ગેઇ, તો તે આખા સાચ્ચા માર્ગને બરબાદ કરી નાંખે છે, માટે, ઓ નેંક મરદો! એવો રસ્તો કાપતા હોતો ફકટ તમારૂં દીલ ખુદા તર્ફે લગાડો!

૧૩૩૩ તમારી ઘણી ચીજોને થોડી સમજો, અને લોકોની થોડી ચીજોને ઘણી સમજો, એમાં તમારી નેંક ખસલત છે!

૧૩૩૪ એક ચીજ એવી છે, કે જ્યારે તે એકલી હોયછે ત્યારે તેને લોકો હાંકી કાઢે છે પણ તેના વગર, પાછું, કોઇને ચાલતું નથી! તે ચીજ વનસ્પતી (ખોરાક) ને ઘણી કામની છે, અગર જો, તે નહી હોય તો, બધી ચીજો રદ થઇ જાય છે! વળી, ઘણી વેળા તેવી ચીજને લોકો સગંન તરીકે પીછાંણે છે, માટે, તે ચીજ ઓ ભાઇ **ફકટ નીમક છે**!

૧૩૩૫ નીંમકમાં અને નેંક આદમીની ગણતરીમાં કશી રીતનો ફરક નથી!

૧૩૩૬ અજ્ઞાન આદમી જેટલું માની લે છે, અને અમલ કરેછે તેટલું જ્ઞાની આદમીઓ કરી શકતા નથી, એ ઘાચું નાલાયક **છે**!

૧૩૩૭ અજ્ઞાન આદમી હમેશાં કાયદા કાનુંન, અને ફરમાન મુજબ ચાલે છે, પણ ઘણી વેળા જ્ઞાની આદમી જ્ઞાન મેળવી ફરમાનનો ભંગ કરે છે, જે છે ફકટ **તેના મગજની રાઈ!**

૧૩૩૮ કોઇ પણ કામમાં જે પહેલો તે વહેલો, કારણ પહેલાને **માવો** હાથ લાગે છે, બીજાને તેનો **કશ** ચાખવો પડે છે, અને ત્રીજાને તેનો **કુચો** હાથ લાગે છે.

૧૩૩૯ **જો** એક પગમાં ભોકાયલા કાંટાને કાઢવામાં આવે પણ અગર તેની કસર સહેજ પણ રહીગેઇ તો આસ્તે આસ્તે આખા પગને ઝેર લાગે છે!

૧૩૪૦ તેંમ ઈનિસાંનો! તમારૂં બોલવું નેંક હોય, પણ, **તમારાં અંતકરણનું વિચારવું નેંક નહિ હોય,** તો આસ્તે આસ્તે તમારા સાચ્ચા માર્ગને દુર કરશો! કે જેથી કરી ખોદાની પીછાંણ તમો કરી શકશો નહિ!

૧૩૪૧ **અરેભાઇ!** જરા તપાસ, કે, જે લોકોને નમીને કેંમ ચાલવું તેનું હજુ તો ભાંન નથી! અને તે પરવરના **સાચ્ચા સોખનો** અને તેના **હોકમ**નો ભંગ કરી, એક **સીંહ** મીસાલ, તે **દયાલુ સાહેબ** સામે સર ફેરવે છે, તો તારાને મારા જેવાની પરવાર નહિં કરે, એમાં વળી નવાઇ શું છે! માટે, અય રફીક! તું એઓથી નાસીપાસ ના થા!

૧૩૪૨ ઓ દંમ! અરે ઓ **ખોદાથી બેવફા થયલા દંમ!** તું તમામ આલમમાં, કપટ, કીંનો, ગોશો, બેમરવતી લોભ, અને તમામ બદીઓનો ફેસાદ કરી રહયો છે! **પણ તું યાદરાખ કે તારી હેંયાતીતો એક પળનો છે,** માટે, આ સર્વે ચીજોને હવા-પર ફેંકીદેઈ તારી રાસ્તી જોવાની આંખ છે, તેને, તું, ખોળ, અને તારા **એ દંમે** લોભમાં આંધળો કીધો છે, અને જુદી સમજમાં ગાફેલ કીધો છે, માટે તારી અક્કલનો કાંઇ સુ ઉપયોગ કર!

૧૩૪૩ ઓ દંમ! તારી જવાની, મોટાઈ, અને તકોબરીપર લાડ અને નખરાં ના કર; કારણકે એ ચીજોએ તારાં રોશન દિલને **શીહા** બનાવી દીધું છે!

**૧૩૪૪** એ જીવ! એ અપંગ જીવ! તું તપાસ કે તારી અસલ અને નસલ (જાત) શું છે? જયારે તું **તેનાથી** છે ત્યારે તું વળી બીજો કોણ સરદાર છે?

૧૩૪૫ બે ચીજ–ઉછીકો માનમરતબો, અને ખાલી તકોબરી જ્યારે નાશ પામી, ત્યારે નિશ્ચય જાંણવું કે દુન્યામાંથી **પોણો ભાગ બદી** નાબુદ થઇ! ઓ ભાઇ! જો, એ બાબદમાં સહેજ કસુર હોય, તો, મુંજની હૈયાતીમાં તૂરત ધ્યાન ખેંચજે!

૧૩૪૬ દુન્યામાં સહેલામાં સહેલું કામ **બદી** છે, જે નાદાંન છોકરાંને પણ શીખવવાની જરૂર નથી!

૧૩૪૭ દુન્યામાં ભારેમાં ભારે કામ **નેંકી** છે, જેની સર્વેને સમજ છતાં, તેની પૂઠ પકડવાને ધિક્કારે છે, અને જેઓ પકડે છે, તેઓ **શમશીર**ની પણ દરકાર કરતા નથી!

૧૩૪૮ જો તમો ચાહોકે દુન્યામાં બીન ફીકટ મુંસીબતી નહિ જોવી તો તમોને સજાવર છે કે હંમેશા દુન્યાની મ્હોબત સાથે એકાએક ભેળાઇ નહિ જવું!

૧૩૪૯ જો એક કોંમનો શખ્સ પોતાનો ધર્મ નહિં સમજે પણ બીજી કોંમનો શખ્સ તેના ભેદ ભરમો જાંણી શકે! એને બીજા રૂપમાં કહીએ તો એવું જાહેર થાય છે કે, એક માણસ પોતે પોતાને પીછાંણી શકતો નથી, પણ બીજાઓ તેના અંતઃકરણના ભેદભરમો સારી રીતે જાંણી શકે છે! તો, આ જેવું દલગીરી ભરેલું અને નીચું જોવાડનાર દુન્યામાં બીજું નહિ હશે!!

૧૩૫૦ તમારો પોતીકો માન મરતબો એટલે હદ સુધીનો છે કે, તે, વારંવાર અદા થઇ શકતો નથી, તો વળી પારકાંનો માન મરતબો **ઊછીનો** લેવો, એમાં ફાયદો શું?

૧૩૫૧ વળી મેં એવું પણ જોયું છે કે, લોકો માન મરતબાની સમજ જાણ્યા વગર તેની હદ ઓળંગી જાય છે, અને નાલાયક ખર્ચો કરી, તેની જગાપર **ગરૂરી** અને **હંકરાઇનો** પવન ઊડાદેછે !

૧૩૫૨ હાથસે હાથ આપો, અને પગસે પગ આપો તો તુરત નમન કરો !

૧૩૫૩ લોકોને ફુલોનો મખવાસ પસંદ પડે છે, પણ **ફુલ જેવો નેક દેખાવ** કરતાં નથી, એ બેહદ અપમાન થવા જોગ છે!

૧૩૫૪ દરેક જાંનવરોના અને દરેક પ્રાણીના ડંખના ઉપાય થાય છે, પણ એક ડંખનો ઊપાય આજ દિન તલક કોઇ મહાન પેગમ્બરને હાથ લાગો નથી ! તે છે માત્ર **પાપીહૈયાંનો ડંખ!**

૧૩૫૫ બૂરો આદમી એને જાણોકે, જે બાદા ભુલાઉ, ધર્મ ડુબાઉ, દેશ વિસરાઉ હોય, અને, જે, પેટમાં ભરાઇને ખાનાર, પારકાંની નીંદા કરનાર, પોતે જુઠો હોવા છતાં, અપક્ષપાતપર તોહમત રચનાર, અને દિલમાં કપટી ગુંણો રાખનાર હોય ! માટે, ઓ ભાઇઓ! આમાંનો **એકે ગુંણનો છાંટો** ઉડયો હોય તો તુરત સાફ કરવાની કોશેશ કરજો ! નહિતો, દરેક ગુણો, આસ્તે આસ્તે, પોતાનું કામ કર્યા જશે !

૧૩૫૬ એક ચીજ એવી છે, જે લોકોને હરેક જગ્યાએ દેખાવ ખુલ્લો આપે છે, છતાં, તેની કદર કોઈ બુજતું નથી! તે ચીજ હરેક ઇનશાંનને પોતાનાં ગણી, **શરબતનું પ્યાલું** લાવીને આપે છે, પણ, પોતાની જાતી અક્કલ ખોઇ દેઇ, તે શરબતના પ્યાલાંને ધીક્કારે છે, અને જેઓ પોતાની બુધ્ધી વાપડી લેછે, તેઓ તેના

પર સદા કાળ દિવાના (ચકચુર) બની જાય છે, તે છે માત્ર '**બ'ને જેહાંનની નેકી**'.

૧૩૫૭ તમો તમારાં કામમાં ફાવી શકતા નહિં હોતો ખોદાને યાદ કરી, ટક આવવે, એક એક પગલું ભરવાની કોશેશ જારી રાખો, પણ જીગરમાં **હવાઈ કીલ્લા** બાંધશો નહિ, કારણ કે હવા તેને, બોલ બોલતામાં ઊડાવી જશે!

૧૩૫૮ વાકયની અંદર જો એક કૉમાં (,) બંધબેસ્તી જગ્યા એ મુકવામાં નહિ આવે તો, આખા વાકયની મતલબ ઉલટી થઇ જાય છે, જેવી રીતે કે 'અય ઇનશાંન! જુઠ્ઠં બોલીશ નહિ, બોલીશ તો ખોદાનો ગુનેહગાર થઇશ!' (ખરો વાકય) 'અય ઇનશાન! જુઠ્ઠં બોલીશ, નહિ બોલીશતો ખોદાનો ગુનેહગાર થઇશ' (ખોટો વાકય) વાંચનાર! આ છેલ્લા વાકયથી **આસમાન અને જમીન એક થઈ ગેઈ,** માટે એવી એવી જુજ બારીકી ઓપરથી તમોને દુન્યા અને ખુદરતનો ખ્યાલ ઉતપન્ન કરવાનો છે! અને પળેપળ હુશ્યારીથી ચાલવાનું છે!

૧૩૫૯ તમો કોઇના વિચારપર ચાલશો નહી, અને નકલ કરવાનો સોંગ કાઢશો નહી, કારણ કે તેના આચાર વિચાર અને લાયક સ્થીતી તમારી સમજણમાં નહિ ઉતરયાથી, આખરે, ઉલટપાલટ થઇજવાની નીશાની છે! અને આયંદ ગમખાર હાલતનું બીછાનું, લખી આપેલું છે! તે વખતે તમારી જાહોલાલી, મદદગાર થઇ પડશે કે ?

૧૩૬૦ જેંમ એક પુષ્પની કળીને, જો કોઈ માણસ ખોલવેતો ખીલાતી નથી, પણ પોતાના હાથથી (ખુદરતથી) ખીલી રહે છે!

૧૩૬૧ તેંમ ઓ ભાઇઓ! લોકોનું સાંભળી અને જોઇ,

તમારી **વિચાર શકતી** એકદંમ તમો ખીલવશો તો તેટલોજ વાર રહેશે! માટે, હંમેશાં મગ્જ શાંત રાખો, અને મગ્જ શકતીને તમારા પોતાના હાથથી ધીમે ધીમે કેળવો!

૧૩૬૨ મુસાફરોને ખાનું આપશો, પણ પાંથરણું આપશો નહિ!

૧૩૬૩ શોરેની હવા, જેઓ રાતદિન ચાખતા હોય, તેઓએ દુખી આદમીઓને કદીપણ **શીખામણ** આપવી નહિ!

૧૩૬૪ એક લાચાર આદમી, યાતો એક શીખેલો શખ્સ **અકકલને** જમણી બાજુ તર્ફ અને **ઇજ્જતને** ડાબીબાજુ તર્ફ બીરાજે, અને ચારચીજ **હિંમત, સબુરી, ખંત,** અને **કુનેહને** વચ્ચો વચ્ચમાં મુકી, કોઇપણ કામને અર્થે, દુન્યાની હરોળ (આગળ વધવું) માં પડે તો, તે **એકલે હાથે ખોદાની મદદથી** ફાવી શકશે! સબબ, અક્કલ ને ઇજ્જત **ઢાલ** છે, અને ઉપર કહેલી ચાર ચીજ **તલવાર** છે!

૧૩૬૫ જેંમ, વખત વખતને આધીન છે, તેંમ, જમાનો જમાનાને આધીન છે, (એટલે કે હરેક રીતના ફેરફારો દુન્યામાં થતા રહે છે) માટે, તમારે પણ, તમારી જીંદગીમાં અનેક તરેહના સારા ફેરફારો કરવા જોઇએ!

૧૩૬૬ દુન્યાનું જ્ઞાન, રંજથી અને ચોપડીઓ વાંચ્યાથી મળે છે, પણ **ખુદરતી જ્ઞાન** ચોપડીઓ વાંચયાથી કાંઇ એકાએક હાંસીલ થઇ શકતું નથી, અને મગ્જપર અસર પણ કરી શકતું નથી; પણ જ્યારે તમો **તેના કાયદાને** માન આપશો અને **તેની ફરમાન બરદારી** દીનપરદિન કરશો (અશોઇપર ચાલવું) ત્યારે, તમારાં

મગજપર ખુદરતી જ્ઞાનનો છાપ બેસશે અને ખુદરતનાં ગુણોને, તમો પોતે પીછાંણી શકશો !

૧૩૬૭ દિવાની તળે ઉજાસ નથી, પણ અંધારૂં છે, છતાં, તેની રોશની દુરનાઓને મળે છે, તેમજ **નેક ઈનશાંનો** આગળનાઓને માલુમ પડતા નથી પણ દુરનાઓ, તેઓને સારી રીતે પીછાંણે છે!

૧૩૬૮ દુન્યાના લોકો જ્યારે બંદગી કરે છે, ત્યારે, **પોતાના દિલનું માથું** નમાવે છે અને **નિરદોષપણાંનો દેખાવ** જાહેર કરે છે, પણ, બંદગીથી પીઠ ફેરવી કે, ઘણાંકતો **ગરૂરીનું માથું** બહાર કાઢે છે, અને વળી બીજાઓ, આ જેહાંન સાથ, અનેક જાતના **કાવાદાવા** રમે છે, તો હું નહીં જાંણતો કે, તેઓ પોતાના પાપનો અટકાવ કરે છે! કે વધુ પાપનો બોજો માથે ઊઠાવવાને, **ખોદાને** કૉલ આપે છે !

૧૩૬૯ મને કાંઇ અજબ જેવું શીખવાનું મળ્યું છે, કે થોડા માણસો, **પોતાના ધર્મને અને પોતાના પેગમ્બરને** વાસ્તે સભા ભરે છે, યાતો જાહેર ફીલસૂફી ભરેલી વાયજો કરી બતલાવે છે, કે **હમારો ધર્મ આવોછે, અને હમારો પેગમબર તેવો છે!** એવી રીતે તેઓ ઝબાંનથી રસકસ ચાખે છે! પણ, તેઓ સમજતા નથી, કે એ તો **ખોદાનો મહાભારત ગુનાહ** છે! **જ્યારે તમોને તમારા મહઝબનું ઝનુંનજ હોય, અને તમારા પેગમબરની લાગણીજ હોય, તો તેને જાગૃત કરવાને અને ભેદી બાબદો જાણવા, જીગરથી**

**અમલ કાંય નહિ કરી બતલાવતા? અને તેનાં ગુપ્ત લેહજજતદાર ફળો, ચાખો, બીજાઓને કાંય નહિ ચખાડી શકતા?** દરેક ધર્મવાળાએ સમજવું જોઇએ, કે ઝબાંનથી પોતાના મહજબ માટે તારીફપર તારીફ કરવી, એ કાંઇ માન નથી, પણ ખોદા સાંમે તમો ગરૂરીનો ખુલ્લો એકરાર કરી બતલાવો છો!

૧૩૭૦ જ્યારે દુન્યા પોતાને **ખોદા તરીકે** સમજે છે, તો પછી ખુદરત પોતાના તરેહવાર જાતના ફાંટા ફેરવી, ચમત્કાર કાંય નહિ બતલાવી શકે? માટે, આ ભાઇ એમાં કાંઇ અજાયબી નથી!

૧૩૭૧ ખુશી છું કે તે કીરતારે **ધરર્તીપર** ચાલવાનું રાખ્યું છે, કે જેની દયા અને છૂટનો લાભ લેઇ, તરેહવાર જાતની બદી અને લાડ થાય છે! પણ દલગીર છું, એટલામાટે કે, તે પરવરે **છરીની ધારપર** ચાલવાનું રાખ્યું હતે, તો, તમામ બદી કરવાની સહેલાઇથી ભૂલી જતે!

૧૩૭૨ જો તમારૂં દિલ શુકથી ભરેલું હોય, તો પૈસાની થેળીથી શા સારૂં ભરેલો છો?

૧૩૭૩ તમોએ માતાનેપેટે જન્મ લીધો ત્યારે તમો રડતા હતા અને તમારાં સર્વે સગાં સ્નેહીઓ, તમારી કાંઇ પણ પીછાંણ ન કરતાં હસ્તાં હતાં! માટે, તમારી કરણી હરપળે એવી રાખો કે, આ જેહાંનમાંથી કૂચ કરો, ત્યારે **હસીને** જાવ અને બીજાંઓ તમારી પાછળ રડતાં રહે (એટલે તમારી ભલી કરણીની ખુટ તેઓને હરપળે યાદ આવે.)

૧૩૭૪ ગુસ્સાની તરસ મટાડવા જે માણસ **લોહીનો ગોટ** હરવડી, પીએ છે, તેવા માણસને **ઝેરના ગોટની** અસર કદી પણ લાગુ પડશે નહી. એટલે કે પલભારનો ગુસ્સો અટકાવવાની જે, તાકાત ધરાવતો હોય, તે, સો આફટો એકી વખતે દુર કરે છે.

૧૩૭૫ જેમ દરિયાના મોંજા બહાર પડી, પથ્થર સાથે અથડે છે એટલામાં, પોતે ભાંગી જઇ ગુંમ થઇ જાય છે!

૧૩૭૬ તેવીજ રીતે, **બદનજર** એ એક એવો તીર છે કે છૂટતી વખતે લેહજત પમાડે છે, પણ સામાં ધણીને અથડીને તેજ ઘડી પાછો પોતા તર્ફ ખેંચાઇ આવે છે, ત્યારે તેમાં બીલકુલ **ઝેર** હોય છે!

૧૩૭૭ આળસાઇ, જુઠાઇ, કપટ, ગુસ્સો, તકોબરી વિગેરે આ તમામ **દેવો** છે કે જે દેવો પળભારમાં માણસને લલચાવી, ઇનશાંનોને ખાના ખરાબીમાં ફેંકી દીએ છે!

૧૩૭૮ પરહેજગાર, રાસ્ત, દાનાવો અને શાયરો, આ ચાર માણસોને દુન્યાના! દરવાજામાંથી બહાર રાખવામાં આવ્યા છે અને એમની ન્યામત રતીભાર પણ જાસ્તી હોતી નથી, કારણ કે એવોને એક ટક મળતાં, દુન્યાને, પોતાની ઝબાંન અને કલાંમથી સરબતમાં ઝેર આપવાને બીલકુલ ઢીલ કરતા નથી! (લોકોને, માયા મહોબતનો પડદો ખુલ્લો કરી આપી, દુર કરવા, મજબૂત લડત કરે છે)

૧૩૭૯ કરીમ ઓ રહીમ! તમારી પાસે માત્ર ત્રણ ચીજનો ભુખો છે માટે, તમોને સજાવર છે કે તેને તેવો ખોરાક પૂરો પાડવો!

૧) પડતી વખતે રાસ્તી અખત્યાર કરો (ગમે એવો નીચ લાભ મળતો હોય તો તુરત છોડી દેવ.)

૨) તમારી ચડતી વખતે નમનતાઇ પકડો (હરેક માણસને ખોદાના ગણી, તેઓને સાધનના રસ્તા ખુલ્લા કરી આપો.)

૩) તે માલેક જુએ છે, કે જો મારો બંદો દુન્યાની લાલચપર દિલ બાંધે તેના કરતાં જો મારી સાથે દિલ લગાડે, તો હું ખુશ ખુશાલ રહું! એવી **આશા** રાખવાને તે દયાળુ સાહેબ ઇંતેજાર છે.

૧૩૮૦ હરેક માણસ દુન્યામાં રહી, ખોદાતાલાની લેહજત ચાખે છે, **પણ** ખરી ખંત, અને કાળજી ધરાવનારા **બેરોજગારો** દુન્યામાં રહી, **મોતની** દુવા માંગે છે! માટે તમોને ઘટે-ચકે એવાઓની નજદીક જાવ!

૧૩૮૧ દુન્યા, દુન્યાને રૂબરૂ ઠગે છે, પણ **મતલબનો ઢગ** એટલો બધો તેની આગળ પડેલો છે કે બીજી ચીજ જોવાનું ભાન પણ હોતું નથી.

**૧૩૮૨** ખોદા સાફ જાહેર કરે છે કે અય બંદા! જ્યાં સુધી તું કોઇ પણ પ્રકારનું કામ દિવસમાં કરે નહિ, ત્યાંસુધી તું બીલકુલ હક્કદાર નથી, કે **મારી ન્યામત** રતીભાર પણ ચાખી શકે!

**૧૩૮૩** જે માણસ ઢગોફટકો રમી પૈસા મેળવે, અને, તેવી દોલતની **ન્યામત** (રજક) પોતાના દોસ્તોને અને કુટુંબને ચખાડે, તો તેવા શખ્સે, તેઓને આગમજથી, સવાલ કરવો રવા છે કે,

**"જેમ મારી ન્યામતમાં તમો ભાગ લેવાને ખુશી બતલાવો છો, તેમ, મારા ગુનાહમાં ભાગ લેવાને ખુશી બતલાવશો કે નહિ?"** અગર, જો, તેઓ એવા કામમાં સારૂ ના પાડે, તો, તે નાદાંન પોતાનાં સરપર ગુનાહનો બોજો, એકલે હાથે શા સારૂં ઉપાડતો હશે! માટે ઓ ભાઇઓ! પ્રમાણીકપણે મહેનત કરી તમારી જીંદગી સુખશાંતીમાં રાખો! કારણુ, તમારા સુખમાં બધા ભાગ્યા થશે, પણ તમારા દુખમાં, બધા ભાગ્યા નથી થવાના એમ નક્કી જાંણજો.

૧૩૮૪ વાતચીત તથા માર્ગમાં ત્રણ દોસ્ત સારા નથી કારણકે દુશ્મનાઇ ઊભી થશે! (બેનાં મત એક થશે અને ત્રીજો મતફેરીમાં ઉતરશે)

૧૩૮૫ તમોને કોઇ ફરજ મુકતું નથી, તેંમ બજાવવા પણ કોઇ કહેતું નથી, પણ **તમારૂં જીગર** જે, હર વખતે તમોને **શીખામણ** આપે છે! તેની ફરમાંનબરદારી કરો, એજ તમારી ફરજ છે!

૧૩૮૬ દુન્યાને ચાર દીશા છે, પણ દાનાવોને તો દીશાઓનો પારજ નથી કારણકે એવોતો જયાં નજર કરે, અને જયાં જાય ત્યાંથી, કાંઇ ને કાંઇ શીખીને આવે છે!

૧૩૮૭ દુન્યા કોઇ ચીજથી ખાલી નથી! ઓ ભાઇ! એમાં એકથી એક સરસ પડેલા છે! જાહેલ (બીવકુફ) અને ફાજેલ (જ્ઞાની) તે કોણને કહેશો? અને રૂપાળો અને રૂપસુંદરી તે કોણને કહેશો? માટે દુન્યા તું હેંકરાઇ છોડી દે! કારણકે

મોતી જેવી ચીજ દરીયાના કચરામાંથી મળી આવે છે, અને તેબી વળી છૂપી હોય છે, ( શીપમાંથી મળે છે.)

૧૩૮૮ હું નહિ જાણતો કે ખોદાએ કચ કાંઇ જીવો પેદા કરી શું ફાયદો આ દુન્યામાં હાંસીલ કીધો હશે! તેમજ હું નથી તેની દરગાહમાં એકે સવાલ કરી શકતો કે, જીંદગીમાં અને જીંદગી પછી જીવોને તેની કરણી મુજબ શું શીક્ષા થનાર છે!

૧૩૮૯ દુન્યામાં, દાનાવો અને પરહેજગારો, (લાંબા વખતે પણ) ઘણાં માલુમ પડી આવે! પણ બૂરાઓનો દોર, દગલબાજી, અને જુલમાત એટલો છે કે તેઓ ફાવી શકતા નથી, અને જેવો આગળ વધે છે, તેઓ આ દુન્યાના નફામાં **એકાંત મુકામ** કરી જીંદગી ગુજારે છે!

૧૩૯૦ ઓ કદરદાન! મારી વાતને સત્ય કરી માનજે, યા તો મુંજને, તુંજનો સાથી કરી જાણજે, કે આ જમાનામાં બેહદ નમનતાઇ, તાજીમતવાજો, બેહદ પ્રમાણીકપણું અને અત્યંત સત્યવાદીપણું ના કર! પણ **મધ્યમપણું** રાખ! સબબ, દુન્યાના કારોબારમાં, દિન રાત તને વીજળી ઝડપે ઊડવું પડશે અને તારા આવા નમ્રી સદ્ગુણો ઉપર લોકો સહેલાઇથી ફાવી જઈ, તારી કદરના બદલામાં, તેઓ પળેપળ આફતના વરસાદનો મારો ચાલુ રાખશે!

———



## 'માનસાઇ અવયવોની સરખામણી'

૧૩૯૧ જીવ, એ રાજા છે—અક્કલ, વજીર—આંખ, કાસદ—(યા સેતારો) નાક, કુલનોકદારચીજોને હેબકાવનાર—દાંત, છોટા મોગરાની કળી—મંગજ, ઘંટી—વિચાર, દાંણો--ગોલાબી રોખસાર, બાગ—લાલાસ હોઠ, ગુલેજારો—બાલ, ઘાસ--નાકના નસકોરાં, જમીનના હોલ—લેહજ્જતદાર સોખન, સરોદી તુત્તી—મોઢું, જાળ—કાંનગવાહ--પાંપણ, પરદો--ઝબાંન, કાતર—માણસ, ઝાડ--તંનની સફાઇ, સંગેમરમર--હાથ, ઝાડની ડાંખળી—હથેલી, પંજો—આંગળાં, કલાંમ—નખ, ઢાળ—હથેલીનાકાપા, ઝાડનાં પાતરાંની નસો—હાથની બગલ, તે કરણીનો હિસાબ રાખવાની કેતાબ—પગ, ઝાડનું મુંળ—(યા મુંસાફરી)—બદનની સીધાઇ, સરોવર ઝાડ.

૧૩૯૨ જેનો, ધીરજ, **પીતા** હોય, માફી, **માતા** હોય, શાંત પ્રકૃતી, **સ્ત્રી** હોય, સત્યતા, **પુત્ર**, દયા, **બહેન**, મનનું સમતોલપણું, **ભાઇ**, જરીન, જેનું **બીછાણું**, અમરત તથા અખંડ જ્ઞાન, જેનું **પોષણ** હોય, દીશા, **રહેઠાણ**, એવા ગુણો જે ધરાવતું હોય, તેવા યોગીને કોણનો ભય હોય? (શ્લોક) જ્યાં

સૂધી, દુન્યાના ગણતરીના પરહેજગારો તેમજ ઊંમદા ફીલસુફો આવા કીમતી નવગુણો ગુણો ધરાવતા હશે, ત્યાં સૂધી, **કયામતનો દહાડો** આવતાં ઢીલ થશે !

૧૩૯૩ ચાબુક સવારને માટેજ નથી, પણ વછેડાને માટે પણ છે તેંમ **નસીઅત,** બુજરગોને માટેજ નથી પણ જુવાનીઆઓ (મરદ, સ્ત્રી) ને માટે પણ છે ! માટે સમજીલેવકે, લાયક **નસીઅત** તમારે ખાતર છે, પણ બધી નસીઅતો તમારે માટે નથી!

૧૩૯૪ જાહેલ લોકો આતશી ફટકો પણ ખમીશકે ! પણ નસીઅત જેવો ફટકો ખમવાને તેઓ તાકાત ધરાવતા નથી; કારણ **નસીઅત એ ફકટ ખુદાઇ ચાબુક છે** જે ચાબુક, કદંમ–બ–કદંમ રાતદિન ફર્યા કરે છે, અને, જે, કોઇ તેમાં ફસી પડ્યો, તેને, એવો તો અસરકારક ફટકો લગાવે છે, કે, તેનાં દિલનાં રૂવેરૂવાં ઉભાં કરે છે ! જેથી એનું નામ સાંભળતાંને સાથ ઘણાંકોતો, અગમચેતી વાપડી, દુરના દુરજ નાસે છે !

૧૩૯૫ જમાનાઓ થયા, હરેક દાનાવોના સોખનનો ખપ, આ દુન્યાને પળેપળનો છે. તખ્તપર બેઠેલા બાદશાહથી તે રસ્તે ચાલતા ફકીર સુધી, અને એક બુજરગપીતાથી તે એક નાદાન બાળકસુધી; પોતાનું અદલ રાજ્ય કરે છે ! માટે જે રાજ્યમાં, કોમમાં, અને કુટુંબમાં નસીઅત જેવું નથી, એટલે જેના, જેમ ધ્યાનમાં આવે તેમ ચાલવાનું પસંદ કરે! અને કોઇના સોખનો સાંભળે નહિ! તો ત્યાં અનેક જાતનાં નાલાયક કારણો ઊભાં થાય છે; અને તેની પડતી દશા આવે, તે આગમજ, થોડો વખત ગરૂરીની લેહકી જગેજગ ઊડી રહે છે !!!

૧૩૯૬ આ દુન્યામાં હરેક ઇનશાંનો, વધતા ઓછા, પ્રમાણમાં ગુનેહગાર છે. તેંમ તમારો નાચીજ બંદો, દાજણી આતશમાંથી પસાર થતાં, હરવખત ન ધારેલા ગુનાહમાં સપડાયલો છે. એવું ખુલ્લું જાહેર કરીશ તો તેથી કાંઇ મારી મોટાઈ અને માન ઘટી જવાનું નથી ! અને, જો હું ગુપ્ત રાખીશ તો, તેથી કાંઇ મારી અક્કલ અને ઇજ્જત આબરૂ વધી જવાની નથી! માટે ઓ જેહાંનના શખ્સો ! ગુનાહથી તમો પસ્તાવો કરો ! તમો તેના ફળથી ધડા લેવ ! નીતીમાન જીંદગી ગુજારી, બીજાઓને, તેવા ખોટે રસ્તે જતાં, મજબુત અટકાવ કરવાને કિલ્લા બાંધો ! એમાં તમારી આંઇન ફરજ કરતાં, બીજું હું કશું વધારે જોતો નથી !

૧૩૯૭ જો એક શખ્સ ગમે એવો ગુનાહ કરી, પોતાની ખોટી રીતે નોંક જાળવવા કબૂલ નહિં કરે, તો તે શખ્સ, એક ગુનાહમાંથી બચી જવાને માટે, સો જાતના નવા ગુનાહ પોતાના હાથથી પેદા કરે છે ! માટે ઓ ભાઇ ! યાદ રાખ કે, બોલનાર અને લખનાર, તારા સવાબના યાતો ગુનાહના કામમાં, જવાબદાર નથી થરતા, પણ, આયંદે, બંને ચીજનો બદલો તને પોતાને મળનાર છે, એમ, તારો સેવક સત્ય કરી જાહેર કરે છે !!!

૧૩૯૮ આ ત્રણ પાંચ દહાડાની દુન્યા, તેમાં પહેલો દીન **આવવાનો,** બીજો દીન **કરણીનો,** ત્રીજો દિન **જુવાનીનો,** ચોઠો દિન **જઇશીનો,** પાંચમો દિન કરણીનો અસબાબ સાથે લેઇ **કુચ કરી જવાનો** ! માટે, ભલાઓ! તમોને સજાવર **છે** કે, જેંમ બને તેંમ મુંગે મોંઢે, **'નેંકી'** કરીને ચાલતા થાવ !

૧૩૯૯ જબ પડેગી તબ બુજેગી ઓર તબસે રોશન ચશમ ખુલેગી!

## ૧૪૦૦ આરામસે સેતાનકા ઘર પાયે
## ઓર જશાસે ખુદરતકા ચમત્તકાર થાયે!

તેજીને તુકારો અમલ કરેતો અકારો પણ આખર તું છે ખુદરતનો વહાલો!

પહેલી નસીઅત પેટને ખાતર થઈ, પણ **નસીઅતનો જથો કાંઈ પેટને ખાતર થયો નથી**! અને નસીઅતનો કરનાર નાકેશ કલામ, પણ નસીઅતનો કરાવનાર નાકેશ કલામ નથી, પણ એતો **ખુદાઈઝબાન** છે!

દુન્યાની આશા તમો રાખતા રહેજો પણ આ **આશા** પર કદી મદારત બાંધેશો નહિ! કારણ કે આશા નામે ખાક છે!

અય ખોદાવંદ! ભુલતો નહિ હોઉં તો, તારો બંદો હિમતથી કહે છે કે માણસોને આ દુન્યામાં જન્મ આપી, **તેં**, ઊંચ નામ બક્ષ્યું છે! અને તારા એલમ અને તમામ હેકમતથી તારો આંઉસનો આંઉસ (બારીકમાં બારીક રૂપ) મુકી, અક્કલમાં સર્વાતમ ગણ્યું છે! પણ બાતેનમાં **તને** સર્વે રોશન છે, કે **ઈનશાન તો, માત્ર પુતલું** છે!!! **અને ફરહરે કરવા, તેમજ કામ કરવા, સાંભળવા વિગેરેને માટે વિજળીક સાંચાઓ ગોઠવેલા** છે!!! અને વળી જેને દુન્યામાં આગળ પાડી, અંદરથી છુપો બેસી તારી ખુબીથી ભરપુર કરે છે, યા બીજા બોલોમાં કહું તો, તારી અપરમપાર શકતી અને પીછાંણની, સંપુર્ણ કસોટી પર મુકે છે! મને હવે વધુ અજાયબી લાગે કે લોકો પોતાની હૈયાતીમાં, અને હૈયાતીબાદ શું શું આશામાં ફરતાં હશે! તેઓ મારા નાકેશ વિચારને કેમ કબુલ થશે!

## બેત.

**જેહાંનરા બુલંદીઓ પસ્તી તોઈ**
**નદાનંમ ચેઈ હરચે હસ્તી તોઈ!**

આ દુન્યાની ઊંચાઇ ને નીચાઇ છે તુંજ
હું નહીં જાણુતો શું છે, જે છે, તે છે, તુંજ!

અવલપણ તારૂં નામ ને આખર પણ તું
ખોદાવંદ તાલા પાક પરવરદેગાર!

અય કદરદાંન! જેમ એક વારતાનો લખનાર, છેવટે તમામ ભેદ ભરમ ખુલ્લો કરી દે છે, તેમ મારે એક મોટાઇને ખાતર નહિ; પણ, તને હરેક નસીઅતથી નવાજવો જોઇએ, જેથી નસીઅતો કેમ ઊત્પન્ન થઇ, તેના ભેદ ભરમો આ ટકે, ટુંકમાંજ દલગીરીસાથ ખુલ્લા કરી દઊંછું! માટે તું શાંતપણે સાંભલ અને સબુરી ધર!

**ખોદાના નામ સાથ, જાહેર કરૂં છું** કે, આ નાદાર એકવેળા પોતાનો **સુધારો** કરવા બહાર પડયો, તેનાં સોળ ૧૬, વર્ષ તો પુરાં થઇ ચુકાં! પહેલાં એક માર્ગી બની, એક પછી એક સદ્‌ગુણો ખીલવી, ધીમે ધીમે મગજપર કાબુ મેળવતો ગયો! જે અરસામાં સેંકડો જાતની મુસીબતી મળી ચુકી! માર્ગ પરથી દૂર કરવા, અનેક જાતનું બોલાઇ રહ્યું! પાંચથી છ વખત, મોંતના મોઢામાં કટોકટ આવી પડયો!

તરેહવારરીતે ખંત, ચોકકસાઇ, અને ઉમેદો રાખવા છતાં, સચ્ચાઇ, અને તકદીરે યારી નહિ આપી! આખરે અંન જેવો ખોરાક પણ લાંબો વખત દૂર થઇ ગયો! મારી ઝબાંને, લાચારીનો સોખન બહાર નહિં કાઢયો! એવા બીકટ વખતે પણ બીન ગરજવંત થઇ, **મઘ્યમપણું** તથા **ઈજતમાં** રહી મારી મુશ્કેલીનો નીંચ લાભ કોઇને નહિ આપ્યો! મળેલા નીંચ લાભો મારાં ભવીષ્યએ રદ કીધા એવા વખતમાં **સબુરીએ** મને ત્રણ મરતબે શીખવ્યો!

૧, આ દુન્યાની અંદર ભલા ભલા એવા ચાલી ગયા છે, કે જેઓએ હજારો આફટો, શાંતપણે માંથે ઓઢાવેલી છે! અને જેઓ ઝાડના પાતરાં ખાતા હતા પણ આખરે તેઓ, ખોદાના ગુણો જાણનારા થયા ત્યારે તે સરખામણી કરતાં, આ દુઃખ તો રતીભાર પણ નથી!

૨, આ દુન્યામાં, નાતવાંન આદમીઓ એટલાં બધાં હેરાંનગતી ભોગવે છે, કે જેઓને એક પૈસો પણ મળી શકતો નથી. તો તેઓની હાલત જોતાં મારી હાલત સોગણી બહેતર છે!

૩, ગુલાબનું ઝાડ વેળામાંથી નથી થતું, પણ, કાંટામાંથી થઇ, પોતાનો પુર ઝલકાટ બહાર કાઢી, તમામ ફુલોપર આખરે સરસાઈ ભોગવી, આખા બાગને દીપાવે છે! અને ઇનશાંનોને હેરત કરે છે! તો, એ સરખાંમણીમાં ઉતરતાં જે કાંઇ હું ખુદરતી દુઃખ જોઉં છું તે તો ખોદાની ખરી બક્ષેશ અને જીંદગી સુધીનું ખરેખરૂં સુખ છે!

આવો રસ્તો કાપવા છતાં તે માલેકનો હરપળે ગુનેહગાર બંદો છું કે મેં એક પૈસા ભારપણ સુધારો કીધો નથી અને જે કાંઈ, સાચ્ચામાં સાચ્ચોં સુધારો કરી આત્માને ઊંચે તબકકે લઇ

જવાનો છે તે તો હું આજે અરધીભાર પણ સમજી શકતો નથી! અય ભાઈ! જયાંસુધી, મારો સર્વે હાલ છુપો હતો ત્યાંસુધી મારા દિલનો હું પોતે અમીર હતો, પણ, ફરજ્યાત બે સોખન જાહેર કરતાં, આજે મારા દિલનો હું ફકીર (મુંફલેસ) બન્યો છું!

આ દુન્યામાં, **દરિયાના મોતી સમાન દરેક કોમના આદમીઓ**, દુન્યાની રાહરસમ મુજબ ચાલવું, અડબ આડાબો પુરતી રીતે જાળવવો, જ્ઞાન મેળવી પોતાના આત્માને સારે રસ્તે મુકવો, અને લોકોને નીતીમાન માર્ગપર ચલાવવાં, અને નવીન હુનરકળા શોધ કરવી જે માટે તેઓ જાંનફેશાંનીકરી **ખરો સુધારો** કરતા રહે છે, તેવા નેંક બાનુંઓને અને ભલા ગ્રહસ્થોને ખોદાનેંક તોફીયત બક્ષે! અને પુરતી તાકાત અને ભેદી ચાવીઓની નવાજેશ કરે! એવું આ કમતરીનનું ચહાવું છે!!

મને ચાર દિશા તરફ નજર ફેંકતાં, હવે વિચાર પુગેચ કે આ જમાનો **સુધારો** કરી, પવન ઉડાદે છે! અને બાગે બુલંદ અવાજો બહાર કાઢે છે! અને ઘણાંકતો, વળી પોતાને બાદશાહ તરીકે ઓળખાવે છે! ઘણાં જણ, પોતાના ખુદ જવાબદાર આત્માનેજ, બેવફા બદંન જેવી મટ્ટી ચીજ આગળ, તુચ્છકારી નાંખે છે! અને વળી બીજાઓ, પોતાના માત પીતાને હવાપર રાખી ફરે છે! તો ભાઇ કહે! એ તે વળી કયો સુધારો? આત્માને ખીલવી ઊંચે તબકકે લઇ જવાનો? કે, તોફાંની દરિયામાં **હવાઈ બાદશાહી** ભોગવી તેની લેહજતમાં એકદંમ આવીજઇ **સઢ વગરના વહાણમાં** બેસી મુસાફરી કરવાનો? કે જયાં ગમે ત્યાં અઠડી, ટુકડે ટુકડાતો રહયા પણ **તેનું નામનીશાન પણ સદા ગુંમ થઇ જવું**!!!

દુન્યા કંઇ કાલેજ નાશ પામવાની હોય! તમારી માલમતા કાંઇ ચોરાઇજ જવાની હોય! તમારી જીંદગી, કાંઈ મોજ શોખ અને બદ્દી માટેજ પેદા કીધેલી હોય! અને મરણ બાદ કાંઇ બહેસતના દરવાજાજ ખુલી જવાના હોય! એવી એવી દોડાદોડી કરી, તમારા આત્માને નાહકને શા સારૂં આજાબ (દુઃખ) આપો છો? અરે ભલાઓ! દુન્યાનો ખોફ ના રાખો પણ જરા ખોદાનો તો રાખો! **પહેલાં તમો પોતે, પોતાને તો સુધારો!** અને પછી તેનો અનુભવ તો ચાખો કે, **સુધારાનો ખરો અર્થ શું થાય છે?** જો તમો સુધારાનાં ખરાં નામને બદલાંમી નહિ આપવા માંગતા હોવ, તો હું એમજ કહું છું કે જમાના પછી જમાનાના એવા સુધારાથી, સેતાનયતનું જોર પુરેપુરૂં ટોંચે ચઢી **કયામતદિન** પણ પસાર થઇ ગયો હોતે!!!

**સફરકો જાંના હય ઓ મુસાફર કટેગી રાહે અદમ એ કયુંકર**
**ન કોઈ સાથી ન કોઇ રેહેબર ગુનાહકી થેલી ધરી હયસરપર!**
**ફના હય આખર સરાએફાંની, હયે ચારદીનકી હય જીંદગાની!**
**ન હય બુહડાપા ન હય જવાંની, વો હય ફસાનાં વો હય કહાંની**
**અય ભલા રહેગી નેકીકી કયામત તલક યાદગારી!**
**મુસાફર આકે સરાએ ફાંનીમે, સોએ અયસે કભી ન જાગે**
**મગરતો જાગે તો કબ કે જબ, કુચકી એહ નોબત બજી તો જાગે!**

તરજુમો.

અરે ઓ ભાઈ જરા સમજ! આ દુન્યાનાં જંગલમાંથી તારે ને (મારે) એક મુસાફર મીસાલ કુચ કરી જવું છે, તો અય શખ્સ તેં ભલો રસ્તો એખત્યાર કાંય નહિ કીધો.?

જ્યારે તું ચાલ્યો જશે, ત્યારે તારાં માત પીતા, કોઇ દોસ્ત યા તારો રાહબર નથી આવવાનો! તો, તે તારા બદનની ખુશી લાલચોને તાબે થઇ, ગુનાહનો બોજો કાંય ઉઠાવ્યો ?

અરે તું નાદાંન જાણ! કે તળબારની દુન્યાનું તમામ ફનાં પનાં થઇ જવાનું! અને તારી જીંદગીતો ચાર પાંચ દહાડાની લખાઈ ચુકી છે!

કોઇનો બુઢાપો રહયો નથી! અને કોઇની પુર જવાનીનું તાજ રહયું નથી! તો અય આદમ! તું કાદવ કીચડના રસ્તામાં કાંય ફસી પડયો?

જો તું કોઇપણ ચીજપર તારો જાંન ફીદાકર પણ આખરે જાંણકે નેકીની યાદગારીજ, કયાંમત સુધી જીવતી છે!

જો કોઇ મુસાફરે (જીવે) આ ફાંની દુન્યામાં આવીને મુકામ કીધો, પણ જયારે તે ચાલ્યો જશે, ત્યારે તેનું નામનિશાન પણ સાથેજ જશે! (હૈયાત રહેશે નહિ.)

પણ અગર તે ચાલતા વખતમાં, નેકી અને ભલાઇના બી વાવી ગયો હશે, તો તેનાં વેળા, ઝાડ અને ફળો હૈયાતી પછી પણ સદા કાયમ રહેશે!

તા૦ ક૦ અય આદમ! આ નામનો શાએર, હજુ તને નમન-તાઇ સાથ જણાવેચ કે આ દુન્યાની ખેલ, ખુશી, અને મહોબતપરથી તારો હાથ ઉઠાવ! બદનજર, ગીબત, અને બદ સોખનને મારી હથાવ! કોઇ સારોઉદ્યમ કર! તંગીમાં આવેલાંને તંગી વગરના કર! તારી શકતી ઉપરાંત, જે કાંઇ ન્યામત તને વધુ મળે છે, એ તારા પોતીકા અર્થે નથી, પણ એ ન્યામતમાં ઘણાં લાચાર બેચારોના હકક સમાયલા છે, એમ તું મુંજને જાંણ!

ઓ કદરદાંન! હવે હું શું લખું અને શું નહી લખું! શું બાબદ હવે હાથ ધરૂં, અને શું નહિં ધરૂં! તેના ખ્યાલમાં પડયો

હતો એટલામાં **મારી રમણીય શાહી, સરબતમાં મીશ્રણ થઈ ગેઇ છે!** જેની ચકચુરમાં આવી જઇ એકાએક, **કાગજ** તથા **મુંજની નાજુક કલાંમ** હાલતુરત ફેંકી દીધી છે! અને તે સરબત પી જવાથી, બીલકુલ **બેશંમ** બની ગયો છું! અફસોસ કરૂં છું! કે મુંજની નજદીક કોઇ **રફીક** યા **રાહબર** યાતો કોઇપણ **મદદગાર** નહિ મળે! વધારે અફસોસ એટલા માટે છું કે **માતા** જેવો કદરવંતો મેવો પણ નહિ મળે, કે, જે, પણ, કળા અને હેકમતથી મુંજને હવે જાગરૂત કરે!!!

અય! **જેહાંનપનાહ** કેતાબ ખત્તમ કરતાં આ તારો કમીનો બંદો જણાવેચ અને લાખોલાખ શુક્ર ગુજારેચ, કે અગર હું ગંમ, ને ગેરફતારી, મુસીબતી, ને મુફલેસી જન્મથી જોતો આયો નહી હતે, તો હું એકપણ લાઇન લખવાને, કદીપણ શકતીવાન થતે નહિ! તેંમજ, **તુંજ દયાલુ સાહેબની અદાલતમાં** દસ્ત જોડી, તથા સર ઝુકાવી એક સોખન કાઢવાનું કારણ, મુંજને પડતે નહિ! પણ અય માલેક! જે કાંઈ, મેં જીંદગીમાં સુધારો જોયો, અને હવે પછી જોઇશ, જે, કોઇપણ મેં ફરજ બજાવી, અને હવે પછી બજાવીશ! જેનો સારચો રાહબર અને મુંળ સ્થાપક **મારી પોર્તાકી માતા** હતી! કે જેણે અનેક જાતની સેંકડો આફટો શાંતપણે માંથે ઉઠાવી, ગરીબાઇના ટેકાપરથી, જ્ઞાનની શીડીએ ચઢાવ્યો! પણ, અફસોસ કે **તેનાં રોશન દીદાર** દુર થઇ જવાથી, મારી જીંદગીનો ખરો મીઠાશ (લેહજત) બીલકુલ રહયો નથી!

**બાપ સમાન દુન્યામાં કીંમતી બગીચો નથી.**
**માત સમાન, નથી, તેમાં કોઈ બુલંદ પ્યારોને મીઠો મેવો**

**આપ સમાન બળનો કદી એકે નતીજો નથી.**
**એ ત્રણ શીખ છે, તે, તમો માની લેવો!**

માણસ જે છે તે ભુલચુકનો મુસાફર છે!
ખોદા જે છે તે, માફીનો બક્ષનાર, ને, વળી સાચ્ચો રાહબર છે!
ગડબડ જે છે તે, સેતાનયત બુરી શકતી છે!
શાંતી જે છે તે, ખુદાઇ, ભેદ જાણવાની સુનેરી તકતી છે!

જેમ એક **બાગમાં** ફુલ અને ફળોની સુગંધી વ્યાપી રહે છે! નાજુક કળીઓ રમી રહે છે!! પુષ્પનો દેખાવ, ચશ્મને સરબતમાં દીપાવી રહે છે!!! જે જોતાંને સાથ ઇનશાંનો આ દુન્યાની માયા અને મોહીની તરફ દેઇ ફકટ ખુદરતનો ખ્યાલ, પોતાની ચશ્મ સનમુખ ધરે છે! એવા દિલપઝીર દેખાવથી **નસીઅત પણ બાગના** રૂપમાં ફેરવાઇ જાય છે!

તેમજ આશકો (નસીઅત કરનારા) પોતાની માશુક (નસીઅત) ની તલબમાં, રાતદિન પોતાનો જાન ફીદાફીદા કરી રહે છે! અને તે આશક અને માશુકના લેહજ્જતદાર સોખનો, સાંભળનારા અને અમલ કરનારા, **આ જેહાંનનેખાક સમજી** ફકટ પોતાનો જાન, **તે દાદગર દાવરપરખેંચે છે!**

આ ૧૧ લાંઇનનો ભેદ, માત્ર એક લાંઇન ખુલ્લો કરી દેછે, જે છે.

# નસીઅતે બાગ-વ-જેહાંને ખાક.

**(સમાપ્ત.)**

# "પ્રાયવેટ કલાસ"

'પ્રાયવેટ કલાસ' સપટેમ્બર માસથી ખોલવામાં આવે છે! જે, દરેક છોકરા, છોકરીને ઉપયોગી થઇ પડે, જેથી દિવસમાં ત્રણ ૩, કલાસ ચોક્કસ ટાઇમપર રાખવામાં આયા છે!

૧, **પ્રાયવેટ ટયુશન** (દરેક 'સબજેટ' શીખવવામાં આવશે, અને કોઇપણ મુસીબતી દુર કરી, સારા સુધારાપર મુકવામાં આવશે).

૨, **'પ્રેકટીકલ ઈંગ્લીશ'** (જેઓ ફકટ ઇંગ્લીશનું જ્ઞાન મેળવવા માંગતા હોય, તેઓને શરૂઆતથી સારા પાયાપર મુકી આપી, કે જેથી પોતાજોગું જ્ઞાન મેળવી, તેઓ વાંચતાં લખતાં, તથા બોલતાં શીખી શકે, ઇંગ્લીશ સાથ 'જનરલ નોલેજ' (બહારનું જ્ઞાન) પણ આપવામાં આવશે).

૩, **ધર્મ સબંધી જ્ઞાન** (બંદગીના કલાંમો, તેમજ ધર્મ સંબંધી તમામ નીતીરીતી પાઠો અમલ કરતાં, શીખવવામાં આવશે! જેથી ઉધરતાં ફરજંદોને અનેક ફાયદા સમાયલા છે! એટલુંજ નહિ, પણ, તેઓ નીતીમાન માર્ગપર સહેલાઇથી ચાલવાને શીખશે!)

હમોને એ બાબદનો લાંબા વખતનો સારો અનુભવ હોવાથી, અને ખાનદાંની કુટુંબોમાં, પુરતો ચાહ મેળવવાથી, ખાતરી આપીએ છીએ, કે, કોઇપણ છોકરા, છોકરીને મનમાનતો સુધારો ટૂંક વખતમાં કરી આપીશું! હઠીલાં તેમજ વિચિત્ર છોકરાંને પણ, સારે રસ્તે મુકી આપવાને સામર્થવાન થયા છે!

દરેકને સંતોષ તેંમજ સારો સુધારો મળી શકે એવી મતલબથીજ આ રીતનો કલાસ ખોલવાનો નેંમ રાખી છે!

દરેક કલાસના ટાઇમ દિવસના ચોક્કસ ટાઇમપર રાખવામાં આયા છે, જેથી કોઇને હરકત નહી પડે!

હરેકને બની આવે, જેથી ફી સાધારણ રાખી છે.

**ફરાંમરોઝ અરદેશીર આશા,** (માસ્તર)
ઠેકાણું—૧૫, ધોબી સ્ટ્રીટ, કોટ (મળો યા લખો)